૪૩૫૮

"આર્યસમુદય વિષયમાળા" પુષ્પ ૫.

# નીતિનિદર્શન.

## શ્રીકૃષ્ણ, શ્રીબલભદ્ર અને ઉદ્ધવજીની સલાહ.

( ૧ )

શ્રીકૃષ્ણ ઈન્દ્રનો સંદેશ સાંભળી શિશુપાળ ઉપર ચઢાઇ કરવા તૈયાર થયા, તેટલામાં રાજસૂય યજ્ઞ કરવાની ઈચ્છાથી યુધિષ્ઠિરે તેડું મોકલ્યું. આમ બન્ને ઠેકાણે અવસ્ય જવાનો પ્રસંગ એકદમ આવ્યો, તેથી તે વિચારમાં પડ્યા. ત્યારે બૃહસ્પતિ, શુક્રસહિત આકાશમાં ચડેલા ચંદ્રમા જેવી શોભા ધરાવનારા શ્રીકૃષ્ણ, બલભદ્ર ઉદ્ધવસહિત સલાહ કરવાસારુ સભામાં બિરાજ્યા. જગતનું શુભ કરવા એકઠા થયેલા તેજથી અત્યંત દેદિપ્યમાન્. ત્રણે જણાઓ યજ્ઞવેદિમાં આહ્વનીયાદિ ત્રણ અગ્નિ જેવા સભામાં શોભવા લાગ્યા. તેઓ ત્રણે જણા એકાંત સભામાં બેઠા હતા તોપણ,

રત્નોના સ્તંભોમાં પ્રતિબિંબો પડવાથી સેંકડો મનુષ્ય વચ્ચે બેઠાં હોય તેવા દેખાયા. ઊંચા સુવર્ણમય તે ત્રણેનાં ત્રણ સિંહાસનો, જે ઉપર એકેકો કેશરી સિંહ ચઢી બેઠો હોય, એવા ત્રિકૂટ પર્વતનાં ત્રણ શિખરો જેવા દેખાયા. રાજ્યસૂયયજ્ઞમાં સહાયતા કરવા યુધિષ્ઠિર પાસે જવૂં અને ઈન્દ્રની પ્રાર્થનાથી શિશુપાળને મારવા ચઢી જવૂં. એ બન્ને સમાન વજનદાર આવશ્યક કાર્યો એકદમ કરવાં પ્રાપ્ત થયાં; તેમાં પ્રથમ કયૂં કાર્ય કરવૂં જોઈએ, એવિષે સલાહ પૂછવા અતિ ચતુર શ્રીકૃષ્ણ, બલદેવજી અને ઉદ્ધવપ્રત્યે બોલ્યા. મોગરાની કળી જેવા સુંદર દંતયુક્ત શ્રીકૃષ્ણના સભામાંહે પ્રકાશ કરનારાં મંદહાસ્યોમાં સ્નાન કરીને જાણે ઉજ્વળ થઇ હોય તેવી નિર્મળ અક્ષરવાળી તેઓની વાણી મુખમાંથી પ્રગટ થઇ.* ઉપર લખેલાં બન્ને કાર્યોનૂં સમાનવજન દેખડાવીને શ્રીકૃષ્ણ બોલ્યા કે, હવે જે હૂં કહૂંછૂં તેજ સિદ્ધાન્તરૂપ છે, એમજ જાણવૂં નહિ, પરંતુ તમારા બન્નેના ભાષણની પ્રવૃત્તિમાટે હૂં પ્રથમ થોડું એક

---

* શ્રીકૃષ્ણ જ્યારે બોલે ત્યારે મંદ હસીને બોલે. એજ મોટાઓનૂં લક્ષણ છે.

બોલુંછું. જેમ નાટકગૃહમાં સૂત્રધાર પ્રથમથી જે પૂર્વ રંગ કરેછે, તેજ કાંઈ મુખ્ય હોતો નથી પણ, મુખ્યતાથી જે નાટક કરવૂં હોય તેને પૂર્વરંગ ઉપયોગી છે. તેમ પૂર્વરંગ જેવૂં આ મારૂં બોલવૂં તમારી વાણીને ઉપયોગી છે. ચારે દિશાઓને જીતનારા ભીમસેન વગેરે ભાઇઓના પ્રભાવથી સર્વ રાજાઓને વશ કરી કર દેનારા કરી મૂકનાર યુધિષ્ઠિર રાજા આપણવિના પણ, ખુશીથી રાજસૂયયજ્ઞનૂં કામ પૂરૂં પાડી શકશે, તેથી હાલ શિશુપાળતરફ જાવૂં ઉચિત છે. કદાચિત્ રાજસૂયયજ્ઞ સંપૂર્ણ થયા પછી શિશુપાળતરફ જાવૂં ધારીએ તો, અયોગ્ય છે; કારણ કે, સુખની ઇચ્છા કરનારા પુરુષે ઉદ્યોગથીવધનાર શત્રુને તુચ્છ ગણવો નહિ. આગળ જતે વધનાર, શત્રુ અને રોગ એ બન્નેને શિષ્ટલોકો સમાન માનેછે. યાદવકુળની કન્યાનો પુત્ર શિશુપાળ જે મારા અપરાધો કરેછે, તેથી મને ખેદ થાતો નથી. પરંતુ લોકોને ખરાબ રીતે સંતાપેછે, તે મને મોટૂં ખેદનૂં કારણ થાયછે. આ મારો વિચાર પ્રથમ મેં કહ્યો. હવે તમારો બન્નેનો વિચાર સાંભળવા ચાહુંછૂં. સાર સમજનાર પુરુષ પણપોતાના વિચાર સાથે બીજાના વિચાર મેળવ્યાવિના કર્તવ્ય કા-

મમાં નિઃસંશય થાતા નથી.' આ સાંભળી ઉદ્ધવ બોલવા તૈયાર થયા,તેટલામાં ક્રોધથી શ્રીબલભદ્ર પ્રથમજ બોલ્યા. શત્રુએ કરેલા અપકારો યાદ આવવાથી મનમાં દ્વેષ આવ્યો, તેથી બલરામનો લાલ ઓઠ તે વખત ફરકવા લાગ્યો. મધુમદથી લાલ, તેનાં લોચનો ક્રોધથી વધારે લાલ થઇ ઘૂમવા લાગ્યાં. ક્રોધ અભિમાનથી ઉષ્ણ, તેના મુખના શ્વાસોથી વનમાલા સૂકાવા લાગી. શત્રુ ઉપર કોપ ચઢવાથી લાલ દેખાતાં અંગોઉપર પ્રસ્વેદના છુટા છુટા છાંટા ઉત્પન્ન થયા; તે સાંજ સમયે સંધ્યા ફૂલવાથી લાલ દેખાતા આકાશમાં ચમકતા તારાઓ જેવા જણાવા લાગ્યા. સુશોભિત હાલતાં બન્ને કુંડલોમાં જડેલા માણિક્યની કાંતિથી બલરામના શ્યામ ઉપરણાની શોભા આંબાના કોમલ લાલ પલ્લવ

---

૧ શ્રીકૃષ્ણનો મુખ્ય અભિપ્રાય પોતાના ભક્ત યુધિષ્ઠિરની સહાયતા પ્રથમ કરવાનોછે; તોપણ તે વાત ઉદ્ધવજીના મુખથી સિદ્ધ કરવાસારુ પ્રથમ બલદેવજીના મતને મળતૂં પોતાનૂં મત કહી સંભલાવ્યૂં જેટલૂં પ્રયોજન તેટલાજ અક્ષરવાળાં થોડાંએક વચનો બોલીને શ્રીકૃષ્ણ બંધ રહ્યા. મોટા લોકોનો પરિમિત ભાષણ કરવાનો સ્વભાવજ હોયછે.

જેવી થઇ ગઈ. સુગંધથી મોહ પામેલા મુખરૂપકમલપાસે આવતા ભ્રમરાઓ, શ્રીબલદેવજીના મુખથી તે વખતે ફેલાતા દંતકિરણોથી શ્વેત થઇ ગયા. બલભદ્ર બોલ્યા કે, વાસુદેવે[1] પૌરુષ ભરેલું નિર્દૂષણ જે વચન કહ્યું; તે પ્રમાણે. તરત કરી બતાવવું એજ તે વચનનો ઉત્તર છે. ઘણાં વાક્યો ગોઠવી લંબાણથી વાત કહિયે તોપણ શ્રીકૃષ્ણના આ પરિમિત ભાષણથી વધારે અર્થ તે વાતમાં આવે નહિ. ઘણા કાષ્ઠસમૂહને બાલનારો મોટો અગ્નિ દેખાવામાં નાના જણાતા સૂર્યબિંબથી વધારે અજવાળું કરી શકે નહિ, તેવું સૂત્રનીપેઠે ઘણા અર્થોથી વજનવાળું શ્રીકૃષ્ણનું આ ટૂંકું વચન છે. વધારે લંબાણથી મારૂં બોલવું તે વચનનું ભાષ્યરૂપ એટલે વિસ્તારથી વ્યાખ્યાનરૂપ થાઓ.[2] વિચક્ષણોના વચનો તો, પોતાથી વિરુદ્ધ બોલનારા સારા વક્તાઓને પણ મુંગા કરી મૂકે,

---

૧ શ્રીકૃષ્ણે. ૨ શિશુપાલ ઉપર હાલ જરૂર ચઢી જવું; એ બલદેવજીએ સિદ્ધાંત કર્યું તે વાતમાં ઉદ્ધવજી કદી દૂષણ કાઢશે, આ સંભાવનાથી બલદેવજી યુદ્ધનો વિચાર દૃઢ ઠેરાવવા બીજૂં કેટલૂંએક કહેછે.

અનુકૂલ બોલનારા જડોને પણ વક્તાઓ ઠેરાવી દીએ, અલ્પ બુદ્ધિવાલા લોકોપણ શુક્ર બૃહસ્પતિ આદિએ રચેલા નીતિગ્રંથો ભણીને નીતિસંબંધી વિસ્તીર્ણ વાત કરવાને સમર્થ થાય છે કે સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ, અને સંશ્રય એ છ ગુણ છે. પ્રભુત્વશક્તિ, ઉત્સાહશક્તિ મંત્રશક્તિ એ ત્રણ શક્તિઓ છે; તે શક્તિઓથી થતી પ્રભુત્વસિદ્ધિ, ઉત્સાહસિદ્ધિ, અને મંત્રસિદ્ધિ, એ ત્રણ સિદ્ધિઓ; સ્થાન, ક્ષય, વૃદ્ધિ, એ ત્રણ ઉદયો; ઇત્યાદિ વાતો તરત થઈ શકે. (પ્રસંગ જોઇ શત્રુસાથે વા બીજા સાથે મેળ કરી લેવો તે સંધિ. લડવાલાયક વખત જોઇ તરત લડવું એ વિગ્રહ. શત્રુની દુર્બળ અવસ્થા, અનીતિ, બીજા લોકોનો તે ઉપર કોપ વિગેરે અનુકૂલ સાધનો જોઈને શત્રુ ઉપર ચઢી જવૂં તે યાન. શત્રુની પ્રબળતા બીજા રાજાઓનો તે ઉપર સ્નેહવગેરે જોઇને ચુપ થઈ બેસી રહેવૂ, શત્રુને જીતી લેવાનો અવકાશ જોયા કરવો તે આસન. પ્રબળ શત્રુ આગળ સરળતા દેખાડી દબાએલા શત્રુને સ્વાધીન કરી લેવો. અથવા ફોજના બે ભાગ પાડી એક ભાગ પોતાના કિલ્લાની રક્ષાસારૂ છોડવો, એક ભાગસાથે લઇ શત્રુઉપર ચઢી જવૂં ઇત્યાદિ દ્વૈધીભાવ,

ચઢી આવેલા શત્રુની પ્રબળતા અને પોતાની દુર્બળતા જોઇ પોતાના કિલ્લા વગેરેનો બંદોબસ્ત કરી બેસી રહેવું. તે વખતે શત્રુથી પ્રબળ લોકોનો આશ્રય પકડવો એ સંશ્રય. ત્રણ શક્તિયો વગેરેનું સ્વરૂપ. સેનાના અને ખજાનાના જોરથી હૂકમ જમાવવાની માલકી ભોગવવાની-શક્તિ, તે પ્રભુત્વશકિત; કર્તવ્ય કામોમાં જબરો પ્રયત્ન પૂરી હિમ્મત રાખવા રખાવવાનૂ સામર્થ્ય તે ઉત્સાહશકિત. સંધિ આદિ કાર્યોમાંથી ખરેખરૂં સમયોચિત કાર્ય વિચારી લેવાની શકિત તે મંત્રશકિત. એ ત્રણે શકિતઓથી થતી સિદ્ધિઓ તે પ્રભુત્વસિદ્ધિ વગેરે ત્રણે સિદ્ધિઓ. સ્થાન એટલે સમાનતા. ક્ષય એટલે ઘટવૂં. વૃદ્ધિ એટલે વધવૂં, એ ત્રણ ઉદય.) બોલવામાં ચતુર પુરુષ પણ કર્તવ્ય અકર્તવ્ય કામનો નિશ્ચય કર્યાવિના બોલે તો તેનૂ બોલવૂ વૃથા થાયછે. જેમ ધનુર્ધરેનૂં બાણ જો, નિશાનો ચૂકી બાજે ઠેકાણે પડે તો, પાછળથી તે ધનુર્ધારીનૂ ઊંચૂં નીચૂં થાવૂં વ્યર્થ છે. જેમ બૌદ્ધોનામતમાં રૂપસ્કંધ વગેરે પાંચ સ્કંધોવિના[1] જુદો આત્મા નથી તેમ, રાજાઓનાં સર્વ

---

૧ પાંચ પ્રકારના જ્ઞાનોવિના.

કામોમાં નીતિશાસ્ત્રોક્ત પાંચ અંગોવિના જુદી સલાહ હોતીજ નથી.[1] માટે શિશુપાળને મારવાની સલાહ ધારીછે તે પ્રમાણે તરતજ કરવું જોઈએ. રાજસૂયયજ્ઞ પૂરો થયા પછી તેને મારવો ધારીએ તો તે વિચાર અયોગ્ય છે. કારણ કે, સલાહની અને યોદ્ધાની સરખી રીતિ હોયછે. જેમ લડવા તૈયાર થયેલો યોદ્ધો છાતી વગેરે અંગોને કવચ આદિથી ઢાંકી ઉભેલો હોય તોપણ, દગલબાજ શત્રુથી ભેદ થવાના[2] સંભવથી ઘણા વખતસૂધી વૃથા ઉભો રહે નહિ. તેમ તૈયાર કરેલી સલાહનાં પાંચે અંગો તજવીજથી ગુપ્ત રાખ્યાં હોય; તો પણ, અતિ બુદ્ધિવાન્ બીજા લોકોની તરફથી ભેદ થવાના[3] સંભવથી તે સલાહ ઘણા સમયસૂ-

---

૧ પાંચ અંગોમાં પ્રથમ અંગ કામો આરંભવાનો ઉપાય; બીજૂં અંગ કર્તવ્ય કામલાયક માણસોની અને પૈસાની સંપત્તિ; ત્રીજૂં અંગ કામલાયક દેશનો અને વખતનો વિચારશકિતથી વિભાગ; ચોથૂં અંગ આરંભેલા કાર્યમાં આવતા વિઘ્નોને બંદ પાડવાનો બંદોબસ્ત; પાંચમૂં અંગ કામની સિદ્ધિ. એ પાંચ અંગો નીતિ ગ્રંથોમાં લખેલાંછે. ૨ શરીર છેદન થવાના.

૩ વિચાર પ્રસિદ્ધ પાડવાના.

ધી સ્થિર રહે નહિ.[1] વળી નીતિનૂં સ્વરૂપ વિચારી જોતાં પણ વિલંબ કરવો ઉચિત નથી. કારણ કે, પોતાનો ઉદય જેમ બને તેમ કરવો, અને દ્વષિયોની હાની જેમ થાય તેમ કરવી, આ એટલુંજ નીતિનૂં સ્વરૂપ છે. પ્રથમ કહેલી બે વાત ઉપરજ આધાર રાખીને, છ ગુણ, ત્રણ શકિત, ઈત્યાદિ નીતિશાસ્ત્રનો વિસ્તાર કરી નીતિકુશળ લોકો ઉત્તમ વકતાપણૂં બતાવેછે. કદી કહેશો કે, પોતાનો બરોબર ઉદય છતે શત્રુની હાનિ કરવાની શી જરૂર? પણ તેમ ધારવૂં નહિ. મોટા બુદ્ધિમાન્ રાજાઓને પોતાના સંપૂર્ણ ઉદયથી પણ સંતોષ થાય નહિ. શત્રુઓનો નાશ કરી અધિક અધિક વધવાની ઇચ્છા તેઓ રાખ્યાજ કરે. આ વાતમાં મુખ્ય દ્દષ્ટાંત સમુદ્ર; જુઓ! સમુદ્ર સર્વ જલાશયોનો રાજા છે. જળ, રત્ન, વગેરેથી પરિપૂર્ણ છે, તોપણ પોતાની વૃદ્ધિસારુ ચંદ્રોદયને ચાહતોજ રહેછે. અતિ અલ્પ સમૃદ્ધિ મળવાથી સંતોષ ધરી જે

---

૧ રાજાઓએ જે સારી સલાહ ધારી હોય તેપ્રમાણે તરત કરી લેવૂં, નહિતો બુદ્ધિમાન્ શત્રુઓ તજવીજથી તે વિચારને સમજી લઈને પોતાને અનુકૂળ સર્વ બંદોબસ્ત પ્રથમથી બાંધી રાખે.

પુરુષ, હવે હું ખૂબ નિશ્ચલ છઉં; એમ માની બેસે; તે પુરુષનું દૈવપણ તેનો સંતોષ જોઇ નિશ્ચિંત થઇ જાયછે. તેથી દૈવ તેની સંપત્તિઓને વધારે નહિ.' માની પુરુષો જ્યાંસૂધી શત્રુઓને મૂળમાંથી ઉખેડીને ફેંકી ન નાખે; ત્યાંસૂધી તેઓનો પૂરો ઉદય થાય નહિ. જુઓ સૂર્ય, રાત્રિમાં ફેલેલા નિસ્શેષ અંધકારનો નાશ આકાશમાં જ્યારે કરેછે ત્યારેજ, તે ખરી રીતે ઉદય ભોગવેછે. શત્રુઓનો સંપૂર્ણ ઉચ્છેદ કર્યાવિના સુખથી સ્થિતિ મનુષ્યોને દુર્લભ છે. જુઓ ! ધૂળ પાણીને શોષી લેનારી તેની શત્રુ છે, તો જ્યાંસૂધી તે ધૂળ સૂકી રહે ત્યાંસૂધી તે ઉપર પાણી ટકી શકે નહિ. તળાવ વગેરેનું પાણી જો, ધૂળને પોતાની નીચે રાખી તેનો બીલકુલ ગારો કરી નાખે તો તે ઉપર સુખથી ટકેછે. કદિ ધારતા હશો કે સર્વ શત્રુઓને આપણે માર્યાછે, હવે એકલો શિશુપાળ બિચારો શું કરવાનોછે ? પણ તેમ ધારવું અયોગ્ય છે. જ્યાંસૂધી એકપણ શત્રુ જીવતો હોય ત્યાંસૂધી સુખ ક્યાંથી

---

૧ અલ્પ સંતોષી આળસુ આશામી આગળ દૈવ પણ કાયર થાયછે.

થાય? જુવો દૈત્યોમાંનો એક રાહુ રહ્યોછે, તો તે હરેક વખતે ભૂમિની છાયામાં પેશી દેવતાઓની નજર આગળ ચંદ્રમાને ક્લેશ આપ્યા કરેછે. "કહ્યું છે કે સળગેલી લાહેનો, કરજનો, અને શત્રુઓનો કાંઇપણ અંશ બાકી બચવા દેવો નહિ." પ્રબળ ઉપકાર કરવાથી જેઓ મિત્ર થયા હોય તે કોઇપણ વખતે મિત્ર મટે નહિ. જન્મસૂધી સાલનાર જબરા અપકારથી જે શત્રુઓ થયા હોય; તેઓ કોઈપણ કાળે શત્રુતા છોડે નહિ. સહજ શત્રુ મિત્રોની અને પ્રાકૃત શત્રુ મિત્રોની શત્રુતા મિત્રતા ઉપાયથી ટળી શકે[૧] સહજ અને પ્રાકૃત મિત્રો અપકાર કરવાથી શત્રુ થાય; સહજ અને પ્રાકૃત શત્રુઓ અતિ ઉપકાર કરવાથી મિત્રો થાય. પરંતુ જન્મસૂધી સાંભરે તેવો જબરો અપકાર અને ઉપકાર જેઓનો કરેલો હોય, તે લોકો

---

૧ મામા, માસી, ફોઇના છોકરા, એ સહજમિત્રો. કાકાઓ તથા તેઓના છોકરાઓ, તેઓ સહજ શત્રુ. પોતાના દેશની જોડના દેશના રાજાઓ પ્રાકૃત શત્રુ. પોતાના દેશની નજીક એક દેશ છોડી તેને લગતા દેશનો રાજા, એ પ્રાકૃત મિત્ર; આ સર્વે વિષય મનુસ્મૃતિ વગેરે ગ્રંથોમાં લખેલછે.

શત્રુતા મિત્રતા કદિપણ છોડે નહિ. તેથી શિશુપાળની ને આપણી પરસ્પર શત્રુતા મટે તેવી નથી. જો શિશુપાળને સંબંધી જાણી, તેનીસાથે સંધિ કરવા ચહાતા હો તો, તે આશા અનુચિત છે. સહજ અથવા પ્રાકૃત શત્રુ જો, ઉપકાર કરી બતાવે તો તેનીસાથે મેળ કરવો. જો સહજ અથવા પ્રાકૃત મિત્ર જબરો અપકાર કરે તો તેનીસાથે સંધિ થાયજ નહિ. કારણ કે, જે વારંવાર અપકાર કરે તેને શત્રુ જાણવો. જે-સ્થિર ઉપકાર કરે, તે મિત્ર કહેવાય. અપકાર અને ઉપકાર એજ શત્રુ અને મિત્રોનું લક્ષણ જાણવૂં. શિશુપાળે અને, આપણે એક બીજાના અપકાર ઘણા કરેલાછે. અહો શ્રીકૃષ્ણ ! પ્રથમ, તમે રુકિમીણીનૂં હરણ કર્યૂં તે, શિશુપાળનો મોટો અપકાર કર્યોછે. દ્દઢમૂળ, વૈરરૂપ વૃક્ષનૂં મોટૂં મૂળ સ્ત્રિયો છે. તેમ તમે જ્યારે નરકાસુરને જીતવા ગયા હતા, ત્યારે જેમ સૂર્ય પશ્ચિમ તરફ ગયા પછી મેરુના તટને અંધકાર ઘેરી લે તેમ, શિશુપાળે તે વખત આપણી આ પુરીને ઘેરી લીધી હતી. બભ્રુ નામ ધરાવનાર યાદવોમાંની એક સ્ત્રીને શિશુપાળ બલાત્કારથી લઇ ગયો, એ વાત કહ્યાથી શૂં ફળ. પાતકીઓની વાત પણ પૂરી રાતે

અકલ્યાણનૂં કારણ થઇ પડેછે. એ પ્રમાણે તમે એક વખત જેનો અપકાર કરેલોછે, અને જેણે આપણા ઘણા અપકારો કરેલાછે. તે શિશુપાળસાથે હવે મેળ કર્યાથી શૂં શત્રુ મટે? ના મટેજ નહિ. તેથી તે વિષે હવે નિરુદ્યોગ રહેવૂં ઉચિત નથી. પ્રથમથી ક્રોધી, ઉદ્યોગી શત્રુનીસાથે પક્કૂં વૈર બાંધીને જે મનુષ્યો પાછા નિરુદ્યોગી બેસી રહેછે, તે મનુષ્યો, ઘાસની ગંજીમાં અગ્નિ નાખી તે ગંજીપાસે સામો પવન છતે સૂવેછે. જે પુરુષ ક્ષમાવાન્ હોય તે કદિ એકવખત થોડો વા ઘણો અપરાધ કરનાર ઉપર ક્ષમા રાખે પરંતુ વારંવાર મોટા મોટા અપરાધો કરનાર ઉપર સર્વદા ક્ષમા કોણ રાખી શકે? કદાચિત્ ક્ષમાજ પુરુષોનૂં ભૂષણ છે એમ માનતા હો, તો તેમ નથી. બીજી સર્વ વખતે પુરુષોનૂં ભૂષણ ક્ષમા છે, જેમ સ્ત્રિયોનૂં ભૂષણ લાજ, પરંતુ જ્યારે શત્રુ પરાભવ પહોંચાડે ત્યારે તો પરાક્રમ દેખાડવો એજ પુરુષોનૂં ભૂષણ છે. જેમ પતિસાથે રહસ્યક્રીડા વખતે પ્રૌઢા સ્ત્રિયોનૂં ભૂષણ કાંઈએક ધૃષ્ટતા છે. પરાભવ પ્રાપ્ત થયા પછી જે પુરુષ પરાક્રમ ન દેખાડે, શત્રુએ કરેલા અપમાનથી થતા દુઃખે મનમાં બળતાં છતાં ખરાબ હાલતે જે જીવ્યા

કરે; પોતાની માતાને ગર્ભધારણ વગેરે વૃથા ક્લેશો આપનાર તેવા પુરુષોનો જગત્‌માં જન્મજ ન થાઓ. શત્રુથી અપમાન પ્રાપ્ત થઇને પણ સ્વસ્થ શાન્ત રહેનાર પુરુષથી ધૂળ ઉત્તમ છે. જો ધૂળને પણ પગની ઠોકર વાગેછે તો તે તરત ઉડીને ઠોકર મારનારને માથે ચઢી બેસેછે. જે પુરુષે જન્મ ધરીને બ્રાહ્મણ ઇત્યાદિ જાતિથી, યજ્ઞાદિ ક્રિયાઓથી; શૂરતા આદિ ગુણોથી, સુકૃત કીર્ત્તિ વગેરે કોઈપણ પુરુષાર્થ ન સિદ્ધ કર્યો, તે પુરુષનૂં જન્મ વૃથા નામ ધારણમાટે છે. બ્રાહ્મણ, યજમાન, શૂર ઇત્યાદિ શબ્દોનો ખરો અર્થ તે પુરુષમાં પ્રવર્તતો નથી. ઊંચાપણૂં અને અગાધતા એ બન્ને જે ઠેકાણે મળે તેનૂ ઉલંઘન કોઇ કરી શકે નહિ, પર્વતોમાં ઊંચાપણું છે, પણ, તેઓમાં અગાધતા નથી તો મનુષ્યો તેનૂં ઉલ્લંઘન કરી શકેછે; સમુદ્રમાં અગાધતા છે પણ ઊંચાપણૂં નથી તો તેનૂં પણ ઉલ્લંઘન મનુષ્યો કરેછે, ઊંચાપણું અગાધતા એ બન્ને અલંઘનીયપણાંનાં કારણો મનસ્વી પુરુષોમાં હોયછે; તેથી, તેઓનૂં કોઇ ઉલ્લંઘન કરી શકતૂં નથી. શત્રુમાં કોમળતા તો રાખવીજ નહિ. જુઓ! ચંદ્રમાએ અને સૂર્યે રાહુનો સરખો અપરાધ કર્યોછે તોપણ સૂર્યને ,ઘણા

વખતના અંતરથી રાહુ ગ્રસેછે. અને ચંદ્રમાને ઘણૂં કરીને થોડા વખતના અંતરથી તે ગ્રસેછે. કોઇ વર્ષમાં એકથી અધિકવાર પણ ગ્રસેછે. બન્નેનો સરખો અપરાધ છતે તેમ થવામાં કારણ એ કે, ચંદ્રમા કોમળ શીતળ છે; અને સૂર્ય ઉગ્ર છે. પરાક્રમરહિત પુરુષ તૃણ જેવો હલકો થાયછે, જો, થોડો પણ શત્રુરૂપી વાયુ આવે તો તેતરત પોતાની મેળે નમી જાય. પરાક્રમ રહિતોનૂં આ ઉદાહરણ છે. તૃણ નમે તોપણ વાયુ તેને ઉખેડી ઘણાં ચક્કરો ખવરાવી ગમે તે ઠેકાણે ફૂંકી દે. તેથી ઝેરી જબરા શત્રુ આગળ નમવૂં વ્યર્થ છે. પરાક્રમ એ પદાર્થ ઉત્તમ છે. અત્યંત તેજસ્વી પુરુષ જો ઘણો છેટો હોય, તોપણ, જ્યારે તેજસ્વીઓની ગણનાનો પ્રસંગ આવે ત્યારે તેને અવશ્ય ગણવો પડે. સૂર્ય અતિ દૂર છે, તોપણ, પંચાગ્નિ તાપનારા પુરુષો ચોતરફ ચાર અગ્નિ રાખીને સૂર્યને પાંચમો અગ્નિ ગણેછે. ઊંચા ઊંચા શત્રુઓના મસ્તકોઉપર ઝડાકેથી પગ મૂકવા વિના નિરાધાર કીર્તિ અતિ ઊંચા સ્વર્ગલોક ઉપર કેમ ચઢી શકે? અતિ ઊંચે ચઢવૂં હોય, તો ઉત્તરોત્તર ઊંચાં પગથિયાં વગેરે આધારો ઉપર પગ રાખ્યાવિના ત્યાં ચઢી શકાય નહિ. ચંદ્રદે-

વતા મૃગને પ્યારથી ખોળામાં બેસાડેછે, તો તેને લોકો ઉલટો મૃગલાંછન કહેછે. સિંહ નિર્દયપણાથી મૃગયૂથને મારેછે તો તેને લોકો મૃગરાજ કહેછે. કોમળતા એજ લોકોને લાંછન આપનારી છે, પરાક્રમ એજ કીર્તિનું કારણ છે. કદાચિત્ તમે કેહશો કે, સામ, દાન, ભેદ, એ ત્રણ ઉપાય છોડી ચોથો ઉપાય દંડ કરવો ઉચિત નહિ; તો તે ખરૂં, પણ અતિ દૃઢ મૂળ દ્વેષ ધરાવનાર ક્રોધથી તપી ગયેલા શત્રુપાસે મધુર ભાષણો વગેરે ઉપાયો તેને અધિક ક્રોધ ચઢાવનાર થઇ પડેછે. તેવો શત્રુ તો ઉગ્રદંડ દીધાથીજ શાન્ત થાય. જ્યારે ખૂબ તાવ તપે ત્યારે તે ઉપર ઠંડું જળ નાખ્યાથી તેની શાન્તિ થાય નહિ. ઉલટો બમણો તાવ ચઢે. આમજ્વરને તો ચોતરફથી કમાડ બીડી ગોદડાં ઓઢાડી તાવની ગરમીસાથે બમણી ગરમી કરોતો, તરત પરસેવો આવે ને તાવ ઉતરી જાય. આપણી ઉપર સર્વ સ્થિર ક્રોધ રાખનાર શિશુપાળ આગળ તમે ભાઇસાહેબ! ભાઈસાહેબ! કરી મધુર ભાષણ કરશો તો તે ભાષણો ઉલટાં તેને અધિક ક્રોધ ચઢાવનારાં થઈ પડશે. અતિ તપી ગયેલા ઘીમાં અથવા તેલમાં સહસા પાણી નાખીએ તો ઉલટો વધારે ભડકો થાય. વ-

ગર અવસરે સંધિ વગેરે ગુણોનો પ્રયોગ કરીને જે પ્રધાનો રાજાઓનો સ્વાર્થ બગાડે, તેવા પ્રધાનવેશ ધરાવનારા શત્રુઓને રાજાઓએ કાઢી નાખવા. કેટલાએક વૃદ્ધપુરુષો એમ કહેછે કે, જ્યારે સેના, ખજાના વગેરે સર્વ શક્તિયો પોતાની વધે ત્યારે શત્રુતરફ ચઢાઈ કરવી. બીજા કેટલાએક વૃદ્ધો એમ કહેછે કે, જ્યારે શત્રુ પડતી હાલમાં હોય, કામક્રોધાદિમાં બૂડી રહેલો હોય, તેનો પરિકર સર્વ બેદિલ થઈ રહ્યો હોય, તેવા વખતમાં શત્રુતરફ ચઢવું. તો હાલ આપણો ઉદય અને શત્રુની તેવી વ્યવસ્થા, તે બન્ને કારણો સિદ્ધ છે. અહો શ્રીકૃષ્ણ! આ વખતે મળેલાં ચઢાઇનાં એ બન્ને કારણો તમારા આળસ્યને ઉડાડી તમને પ્રવર્ત્ત કરો. પોતે કોઈથી ન ઉલ્લંઘાય તેવા, અને સર્વ લોકોને ઉલ્લંઘી લેવા ઇચ્છતા અગાધ યાદવોરૂપી સમુદ્રોને સમુદ્રની મર્યાદા ભૂમિ જેવી તમારી ક્ષમાશક્તિ રોકી રાખેછે. જો, તમે ક્ષમા છોડી હોત તો યાદવોએ આરંભમાંજ સર્વ શત્રુઓને બાળીને નિર્મૂળ કરી નાખ્યા હોત. તમે સાક્ષી રહી ફકત સેનાને હુકમ આપો. સેના શત્રુને જીતશે. વિજયકીર્તિરૂપ ફળ તમને મળશે. જેમ સાંખ્યમતમાં

બુદ્ધિ કર્મ કરેછે, તેનો ફળભોગ આત્માને થાયછે; જેવો તમારો ઉદયકાળ છે તેવીજ શત્રુની ખરાબ વ્યવસ્થા છે. હેડંબરાક્ષસને મારનાર ભીમસેને હાલ જરાસંધને યુદ્ધમાં માર્યો માટે ઘણા કાળના સ્નેહી પ્રબળ મિત્રના મરણથી દુઃખિત થયેલો શિશુપાળ હાલ તરત જીતી લેવાય તેવો છે. શત્રુની આપત્તિ જોઈ તે ઉપર ચઢાઇ કરવી એ વાત કેટલાએક લોકોના અભિપ્રાયપ્રમાણે મેં કહીછે. પણ તેવા શત્રુ સામૂ ચઢવૂં તે માનવાન્‌ને મોટૂં લજ્જાનૂં કારણ થાયછે. જ્યારે ચંદ્ર પૂર્ણ હોય ત્યારેજ રાહુ તેને ગ્રસેછે. બળવાન્ શૂર પુરુષો જ્યારે શત્રુને પૂર્ણ જુવે ત્યારે હર્ષથી તે ઉપર ચઢાઈ કરેછે. માટે જન, તમે શિશુપાળને બળવાન્ માનતા હો તોપણ, તેનીસાથે યુદ્ધ કરવૂં ઉચિત છે. બળવાન્ શત્રુસાથેયુદ્ધ નીતિશાસ્ત્રવિરુદ્ધ માનતા હો, તો તેમ નથી. જે અસમર્થ યોદ્ધા હોય તેનો એ ન્યાય નીતિશાસ્ત્રમાં કહેલોછે. સર્વ પ્રકારેથી બળવાન્ શૂર પુરુષોને તો જે પ્રથમ કહ્યૂં; તેજ ઉચિત છે. તેજ અને અંધકાર. કોઇ દિવસ પણ એક ઠેકાણે રહે નહિ અને સમાનતા પણ ભોગવે નહિ માટે હમણા આપણે ઇન્દ્રપ્રસ્થ જવં નહિ. હાલ

ચેદી નામના દેશોમાં મોટાં વૃક્ષો પણ આપણા હાથી-ઓ આગલ નાના સરખા દેખાવા લાગે તેમ થાઓ. (આપણે હાથી વગેરે સેના લઈ ચેદી દેશ ઉપર ચઢાઇ કરવી.) યાદવો, શત્રુનો દાણોદુણી, મિત્રબળ, ઘાસ કાઠની આવજાવ, એ સર્વનૂં પેસવૂં નીકળવૂં બંધ પાડી કોડમાં ઢોરની પેઠે માહીષ્મતીપુરીમાં શત્રુઓને ચોતરફથી રોકી લે, રાજા યુધિષ્ઠિર સુખેથી યજ્ઞ કરો, ઈન્દ્ર સ્વર્ગની રક્ષા કરો. સૂર્ય પ્રકાશ કરો, આપણે આપણા શત્રુઓને મારીએ; સર્વ કોઇ પોતપોતાનો સ્વાર્થ સાધેછે. (આપણો યુધિષ્ઠિર ઇન્દ્રાદિકની સમાન છે તેથી તેને કાંઇપણ અડચણ નહિ આવે.) શત્રુઓ-ના શિરચ્છેદથી ઉછળતા રુધિરે ભીજાએલાં આપણા શસ્ત્રો સૂર્યકિરણના પ્રતિબિંબ પડવાથી વીજળીઓ જેવાં ચળકો.

ક્રોધથી આ પ્રમાણે બોલતા બળભદ્રની વા-ણીના પડછંદા સભામાં ચોતરફ બોલવા લાગ્યા. ચોફેર ચિત્રમાં આળખેલા દેવતાઓ બળભદ્રથી ભય પામીને તેની કહેલી વાત પોતાના મુખથી પાછી જેમ કહેતા હોય તેમ તે પડછંદાના શબ્દો સંભાળાવાં લાગ્યા. શ્રીબળભદ્રનાં એ વચન સાંભળીને શ્રી-

કૃષ્ણે, બૃહસ્પતિના શિષ્ય ઉદ્ધવને બોલવાની નેત્ર-સંકેતથી આજ્ઞા આપી. ત્યારે ઉદ્ધવ ગંભીર અર્થ-વાળી યથાર્થ વાણી નિર્ગર્વરીતે શ્રીકૃષ્ણની આગળ બોલવા લાગ્યા. બળરામે સિદ્ધાન્ત કર્યો, હવે હૂં જેવા અલ્પોને બોલવૂં અનુચિત છે. જ્યારે પત્રથી બધો મતલબ સમજાય ત્યારે મ્હોડેથી સંદેશાની શી જરૂર? તથાપિ આપ મને પણ મોટા માની મારો સત્કાર કરોછો. એ આપનો સત્કાર મને બોલાવેછે, તેથી થોડૂંએક બોલુંછૂં. જેમ સંગીતમાં સ્વર સાતજ છે, પણ તે સ્વરોના સંયોગથી અનેક રાગ અને અનેક તાન પેદા થાયછે. તેમ બોલવામાં મૂળ અક્ષરો તો થોડાજ છે; પણ તેઓના સંયોગથી વિચિત્ર અર્થવાળાં અસંખ્યાંત ભાષણો થાયછે; અહો આશ્ચર્ય છે. (બળ-ભદ્રે વિસ્તારથી ભાષણ કર્યૂં તેમાં ઘણો અર્થ આવી ગયોછે, પણ સર્વ અર્થ એક ભાષણમાં આવી શકે નહિ તેથી બાકી રહેલી થોડીએક વાત હૂં કહુંછૂં) પરસ્પર સંબંધરહિત ઘણાં વાક્યો બોલવાં હોયતો, મરજીપ્રમાણે બોલી શકાય. પણ બરાબર અર્થસં-બંધ ધરાવનારૂં બળરામના જેવૂં ભાષણ દુર્લભ છે.

અતિ કોમળ છિદ્રરહિત ઘણા ગુણોથી[1] ગુંથાએલાં વિચિત્ર વચનોને વસ્ત્રોની પેઠે ચતુર પુરુષો ફેલાવેછે. આપ સર્વજ્ઞ છો, આપની આગળ જે નીતિશાસ્ત્ર કહેવું તે, ગોખવાની પેઠે કહેનારાના કેવળ અભ્યાસની દઢતાનૂં કારણ થાયછે. રાજાએ મંત્રશક્તિ (સલાહ-શક્તિ) અને ઉત્સાહશક્તિ પોતાના અંગમાં સિદ્ધ કરવાનો યત્ન રાખવો. જય ઈચ્છનારને મળનાર પ્રભુત્વશક્તિનૂં મૂળ તે બન્ને શક્તિઓ છે. ઉત્સાહ-શક્તિસાથે સલાહની શક્તિ અવશ્ય જોઈએ, જે ધીર પુરુષો તકિયાસહિત પલંગજેવી યુક્તિસહિત સ્થિર બુદ્ધિને પાથરી રાખેછે, તે પુરુષો પોતાના બુદ્ધિરૂપ પલંગ ઉપર સદા સુખથી સૂવેછે; તેઓને શ્રમ જરા-પણ જણાતો નથી. બાણ, શરીરમાં અતિ થોડી જગ્યાનો સ્પર્શ કરેછે; પણ તરત માંહે પેશી જાયછે. તેમ બુદ્ધિમાન્ પુરુષો થોડો શ્રમ કરે પણ તે વાતના પારને પામેછે. જેમ પાષાણ જે ઉપર પડે તેની ઘણી જ-ગ્યાનો સ્પર્શ કરે પણ બાહેરજ રહે, ઘણુંકરીને માંહી પેશી શકે નહિ તેમ અબુદ્ધિમાન્ પુરુષ ઘણો પ્રયાસ

---

૧. વસ્ત્રના ગુણો એટલે તાતણાં, વચનના ગુણો એટલે બે અર્થ વગેરે.

કરે પણ મર્મને પહોંચે નહિ. અજ્ઞપુરુષો એક નાના સરખા કામનો આરંભ કરે તોપણ અત્યંત વ્યગ્રતા ભોગવે. સારા શીખેલા બુદ્ધિમાનો મોટાં અનેક કાર્યો આદરે; પરંતુ તેઓ જરા પણ વ્યાકુલ થાય નહિ. બુદ્ધિમાને પ્રમાદ સર્વથા રાખવો નહિ, ઉપાય કરતે છતે પણ પ્રમાદીનાં પ્રયોજનો યથાર્થ સુધરતાં નથી. જેમ, મૃગયા કરવાલાયક અદૃશ્ય સ્થળમાં પારધી બેઠો હોય, તોપણ જો નિદ્રા કરતો હોય તો મૃગને મારી શકે નહિ. જય ઇચ્છનાર ઉદયનો ઉદ્યોગ ન છોડે તો બારે માસમાં સૂર્યનીપેઠે શત્રુ, મિત્ર, શત્રુનો મિત્ર ઇત્યાદિ નીતિશાસ્ત્રોક્ત બારે રાજાઓમાં તે એકલો ઉદય ભોગવવા સમર્થ થાય. રાજાનું મુખ્ય શસ્ત્ર બુદ્ધિ છે. એ શસ્ત્ર તીખું હોય તો તેની આગળ શત્રુ બચી શકે નહિ. નીતિશાસ્ત્રમાં કહેલી સાત પ્રકૃતિયો એજ રાજાનાં હાથપગ વગેરે અંગોછે. ઠરાવેલી સલાહ અત્યંત ગુપ્ત રાખવી તે રાજાનું બખતર છે. ચોતરફના સમાચાર લાવનારા ગુપ્ત હલકારાઓ એ રાજાની ચક્ષુ છે. (જેમ મનુષ્ય ઝીણી દૃષ્ટીથી ઘણા દૂરના પદાર્થોને તથા અતિ સૂક્ષ્મ પદાર્થોને જોઇ શકે, તેમ રાજાઓ ગુપ્ત હલકારાઓથી અનેક દેશનાં વૃત્તાં-

તોને તથા અતિ સૂક્ષ્મ વૃત્તાંતોને જાણી શકેછે.) દૂત એજ રાજાનૂં મુખ છે. રાજા દૂતદ્વારા અનેક દેશો- માં એકદમ આજ્ઞા કરી શકેછે, આવા અવયવોથી શોભનાર રાજા એ એક જુદીજ રીતનો પુરુષ હોયછે. (શ્રીબળભદ્રે કેવળ જે યુદ્ધ કરવાનો વિચાર દૃઢ ઠેરાવ્યો હતો તે વિચારપ્રમાણે કરવામાં ગેરફાયદો જણાયાથી ઉદ્ધવ પોતાનો જુદો વિચાર આપવાસારુ બોલેછે.) સદા ઉગ્રતાજ રાખવી. અથવા સદા ક્ષમાજ રાખવી, એમ એક વાત પકડી બેસવૂં તે, વખત સ- મજનાર રાજાઓને ઉચિત નથી. વખતપ્રમાણે રાજા- ઓએ ઉગ્રતા અને ક્ષમા કરવી જોઇએ; જેમ રસ અને તેઓના ભાવ જાણનારા કવિઓ સદા કઠોરજ કવિતા કે,સદા કોમળજ કવિતા કરતા નથી;પરંતુ જેવો પ્રસંગ હોય તેવી કરેછે. (શૃંગાર,કરુણઆદિ રસોનો પ્રસંગ હોયતો કોમળ અક્ષરવાળી, વીર રુદ્ર આદિરસોનો પ્રસંગ હોય તો કઠોર અક્ષરવાળી કવિતા કરેછે.) અપ કારી ઉપર ક્ષમા ન રાખવી એમ કહ્યૂં તે ખરૂંછે; પરંતુ જેમ મોટો રોગ પ્રથમ અપથ્ય કરતાં છતાં પણ તેવો વિકાર બતાવે નહિ, પણ જ્યારે સમય આવે ત્યારે એકદમ અસાધ્ય થઇને પોતાનો પ્રકોપ બતાવે;

તેમ શત્રુએ અપકાર કર્યો હોય તોપણ દીર્ઘદૃષ્ટિ રાજા પોતાના મનમાં થતા વિકારોને બાહેર પ્રગટ ન કરતાં જ્યારે વખત આવે ત્યારે સર્વથા અસાધ્ય રોગ જેવો દેખાઇ એકદમ ક્રોધ વાપરે. કહ્યુંછે કે,

**वहेदमित्रं स्कंधेन यावत् कालविपर्ययः ॥**
**तमेव चागते काले भिंद्याद्धटमिवाश्मनि ॥**

જ્યાંસૂધી અનુકૂળ વખત ન આવે ત્યાંસૂધી ઘટસ્ફોટના ઘડાનીપેઠે શત્રુને પોતાના ખંભા ઉપર ઉપાડવો. જ્યારે, પોતાનો વખત આવે ત્યારે પહાણા ઉપર માટીના ઘડાનીપેઠે નીચો પછાડવો. કોમળતાને આડી રાખી વાપરેલૂં ક્ષત્રીપણાનૂં ઉગ્ર તેજ પદાર્થોને પોતાતરફ ખેંચી ભોગવવા સમર્થ થાયછે. દીવાનૂં તેજ, વાટને વચ્ચે રાખી તેલને ખેંચી શકેછે. (વચ્ચે વાટ રાખ્યાવિના એકલૂં તેજ જેમ તેલને ખેંચી શકે નહિ, તેમ ક્ષમારહિત કેવળ ઉગ્રતારૂપ તેજ દ્રવ્ય વગેરે પદાર્થોને પોતાનીતરફ ખેંચી, શકે નહિ. વિદ્વાનોએ શ્રદ્ધાજડોના પેઠે કેવળ દૈવને પકડી બેસી રહેવૂં નહિ; કારણ કે કાંઇપણ પરાક્રમવિના દૈવ ફળતૂં નથી. નાસ્તિકોની પેઠે કેવળ પરાક્રમનેજ મુખ્ય માની બેસવૂં

નહિ કારણ કે, જે વાત દૈવમાં ન હોય તે વાત ઘણા પરાક્રમથી પણ થતી નથી. તેથી સારો કવિ જેમ શબ્દ, અર્થ એ બન્નેની ગરજ ધરાવેછે; તેમ વિદ્વાન્ પુરુષ દૈવ અને પરાક્રમ એ બન્નેની ગરજ ધરાવેછે. (તેથી વખત જોઇ પરાક્રમ કરવો અથવા ન કરવો.) શૃંગાર હાસ્ય વગેરે નવ રસોમાં દરેક રસનો સ્થાયી-ભાવ એક સ્થિર રહેછે તો તેનું કાર્ય બજાવનારા સંચારી ભાવો અનેક જેમ આવી મળેછે તેમ ક્ષમા-વાન્, પરાક્રમી, દૃઢનિશ્ચય રાજાના ઉપયોગસારુ બીજા અનેક રાજાઓ તે તે વખતે સહાયક આવી મળે. (રસનો સ્થાયીભાવ એટલે જ્યાંસૂધી તે રસ રહે ત્યાં-સૂધી સ્થિર રહેનારો મનનો ભાવ; જેમ શૃગાર રસનો સ્થાયીભાવ પ્રીતિ, કરુણ રસનો સ્થાયીભાવ શોક, શાંત રસનો સ્થાયીભાવ શમ, વીર રસનો સ્થાયીભાવ ઉત્સાહ ઇત્યાદિ. સંચારી ભાવો એટલે એક રસમાં થોડી વખત મનમાં રહી રસને પુષ્ટ કરનારા જુદા જુદા ભાવો, જેમ વૈરાગ્ય, જ્ઞાન, શંકા, ક્રોધ, મદ, હર્ષ ઇ-ત્યાદિ) જેમ મંત્ર ઔષધી વગેરે જાણનારો મંત્રોપ-યોગી દેવતાઓનું ધ્યાન વગેરે ઉપાય જાણનારો, તેવા સ્થાનોમાં રહેનારો ગારુડી, મોટા સર્પોને સહે-

જમાં વશ કરી શકેછે તેમ, પોતાના દેશની ને પારકા દેશની હાલત સમજી ખૂબ ધ્યાનમાં લેનારો, સામ દાન વગેરે ઉપાય જાણનારો,તે તે દેશોને દબાવતો રાજા યુક્તિથી સહેજમાં જબરા શત્રુઓને પોતાનાં રમકડાં કરી લેછે. ઉત્સાહરૂપ મોટો વૃક્ષ, ફળ ઉત્પન્ન કરેછે; પરંતુ સારી સલાહ સિદ્ધ કરનાર બુદ્ધિનું બળ એજ તે વૃક્ષનું મૂળ છે. એ મૂળ દઢ હોય તો તે વૃક્ષ કરથી† મેળવાય-તેવી મોટી માલકીરૂપ ફળને તરત ઉત્પન્નકરેછે. જે વિચારીને રહે તેનૂ આખું વિશ્વ ચાકર થઇ શકે. જેમ ગાવાસારુ મેળવેલો ચીકારી વગેરેનો એક મોટો સ્વર સ્થિર રહે તો તાન વગેરેના બીજા અનેક સ્વરો તેના પરિવારરૂપ થાય; તેમ જયની ઇચ્છા ધરાવનાર સ્થિર મોટા રાજાના અનેક રાજાઓ સહાયક થઇ પડે. મોટાઇનું ખરૂં રૂપ એ છે કે, પોતાની અને શત્રુની સમાનતા જણાવનારા યુદ્ધાદિ ઉદ્યોગો ન કરતાં યુક્તિથી સ્વાર્થ સાધી લેવો; જેમ આકાશ પોતે શબ્દ કરતો નથી, પરંતુ સર્વત્રવ્યાપક સ્થિર રહી અતિ

---

† છઆની વગેરે રાજાને લેવાનું દ્રવ્ય, વૃક્ષના અર્થમાં કરથી એટલે હાથથી તરત તોડી લેવાય એવું ફળ.

મોટાઇ અને સર્વે ઉપર સમાનતા બતાવેછે; તો નોબત મૃદંગ વગેરે વાજાંઓએ પેદા કરેલા અવાજો સર્વે આકાશનાજ ગુણ થઈ પડેછે. (શબ્દ આકાશનોજ ગુણ છે એમ કુણાદમતવાળા કહેછે.) આકાશનીપેઠે રાજા પોતાના ગુપ્ત માણસોદ્વારા સર્વે દેશોમાં વ્યાપક થઈ સ્થિર રહી પોતાની અતિ મોટાઇ અને સર્વત્ર સમાનતા બતાવે, તો તેનો આશ્રય ઇચ્છનારા બીજા રાજાઓ યુદ્ધ વગેરે કરે તેમાંથી મુખ્ય રાજાનાં પ્રયોજનો સ્વતઃ સિદ્ધ થાય. (પોતે ભલો રહી મોટાઈથી ક્ષમાશીલતા બતાવીને આશ્રિત રાજાઓ દ્વારા શત્રુઓનો પરબારો નાશ કરાવે.) પોતાનાં કર્તવ્ય કામમાં અડખે પડખેના રાજાઓને તેની પણ પ્રયોજન સ્થિતિ બતાવી તેને પણ સહાયક કરી લેવાય. તેમ કરી લેતાં એક પ્રયોજનરૂપ દોરામાં પરોવાયલી શત્રુ, મિત્ર, પાર્ષ્ણિગ્રાહ* વગેરેની માળામાં નાયક પોતે પદક જેવો શોભે. શક્તિ જોઇને સંધિવિગ્રહ આદિ છ ગુણોરૂપ રસાયનોને જે રાજા ઉપયોગમાં લાવે, તે રાજાના સાત પ્રકૃતિરૂપ સર્વ

---

* પાછલ રહી સહાયતા કરનાર.

અંગો ચિરકાલસ્થાયી અને વિશેષ બળવાન્ થાય. મલ્લકુસ્તી વગેરે કસરત કરવી એ શરીરની વૃદ્ધિનું કારણ છે, પણ શક્તિ જેમ જેમ વધતી જાય તે પ્રમાણે ક્રમથી અધિક અધિક કસરત કરી હોય તો શરીરની, બળની, વૃદ્ધિ થાય; જો શક્તિતરફ લક્ષ ન રાખતાં એકદમ અત્યંત કસરત આરંભી હોય તો ઉલટી તે શરીરના તથા બલના ક્ષયનૂં કારણ થઈ પડે; તેમ રાજાઓ સહાય, શક્તિ તપાશીને યુદ્ધ વગેરે કાર્યો આરંભે તો તેથી સ્વબળની વૃદ્ધિ થાય. શક્તિ ન તપાસતાં એવાં કાર્યોનો આરંભ ક્ષયનૂં કારણ થાય. તેથી ચેદી દેશના રાજા શિશુપાળને આપે અતિ સાધારણ ન ગણી કાઢવો. વેદના એક પદમાં જેમ એક ઊંચો સ્વર બીજા સર્વ સ્વરોને નીચા કરી મૂકે, તેમ ઉન્નત સ્વભાવવાળો તે શિશુપાળ એકલો હાલ અનેક શત્રુઓને એક પગલામાં નમાવેછે, અથવા મારેછે. બીજા રાજાઓને છોડી એકલા શિશુપાલને જીતવો શૂં દુષ્કર છે? એમ ધારવૂ નહિ. જેમ ક્ષયરોગ અનેક રોગરૂપ અને અનેક રોગોનો મૂળભૂત હોયછે; તેમ શિશુપાળ, શાલ્વ વગેરે અનેક રાજાઓનો મૂળભૂત અને સર્વ રાજરૂપજ છે. માટે

એક જરાસંધના મરણથી તેને દુર્બળ જાણવો નહિ. લોહમય ફળ ધરનાર, પછવાડે પક્ષ (પીછાંઓ)ને રાખનાર, પરનો ભેદ કરનાર, બાણુ જેમ પ્રત્યંચાવાળાં ધનુષસાથે બંધાયછે; તેમ સર્વ સમૃદ્ધિરૂપ ફળ મેળવનાર, મોટા પક્ષવાળો શત્રુને ભેદનાર, બાણરાજા[1] શૂરતાદિ ગુણવાન્, શિશુપાળ સાથે અવશ્ય મળશે. (ધનુષબાણ બેઉના સંયોગથી પારકાં અનર્થ થાય, તેમ શિશુપાળ અને બાણ, એ બેઉ મળશે તો મોટૂં કાર્ય કરી શકશે.) જેમ અંધકારો સંધ્યાકાળને અનુસરેછે, તેમ કાલયવનના સંબંધીએ તથા શાલ્વ, રુક્મિ, દ્રુમ વગેરે અનેક તમોગુણી રાજાઓ દોષવાન્ શિશુપાળને અનુસરેછે આપને વિષે પ્રથમથીજ વિશેષ કોપ ધરાવનારા રાજાઓને શિશુપાળ તરફથી થોડો પણ ઉપજાપ[2] પહોંચશે તો તેઓ તરત કોપ કરી ઊઠશે. જેમ સળગતાં લાકડાંઓને થોડો પવન લાગે તોપણ એકદમ ભડકો થાય. અતિ ક્ષુદ્ર પુરુષ પણ સમર્થની સહાયતાથી કાર્યનો પાર પામી શકે. જુઓ! તરત સૂકાય એવો હોકળો[3] મોટી નદી

---

૧ બાણાસુર. ૨ યુક્તિથી ભેદ પાડવાનો ઉપાય. ૩ વહેળો.

સાથે ભળી સમુદ્રસૂધી જઇ શકેછે. તે માટે આપણે એકદમ ચઢાઇ કરવાથી હાલ શિશુપાળનો પરાજય પાવો અશક્ય છે, એટલૂંજ નહિ પરંતુ તેમ કરવાથી હમણાં મિત્રો સાથે મોટો વિરોધ થાશે; જ્યારે આપ શિશુપાળ ઉપર ચઢાઇ કરશો ત્યારે જે રાજાઓ આપના શત્રુ નથી પણ શિશુપાળના મિત્રો છે; તથા જે રાજાઓ શિશુપાળના મિત્રો નથી પણ આપના શત્રુઓ છે, અને જે રાજાઓ શિશુપાળસાથે મિત્રતા, આપસાથે શત્રુતા એ બન્ને ધર્મ ધરાવેછે; એ ત્રણ પ્રકારના અનેક રાજાઓ શિશુપાળનીસાથે રહી યુદ્ધ કરવા તૈયાર થાશે. જ્યારે તે તરફ આવો મહાયુદ્ધનો સમારંભ થશે,ત્યારે જે રાજાઓ શિશુપાળના શત્રુ નથી પણ આપણા મિત્રો છે. તથા જે રાજાઓ આપણા મિત્રો નથી પણ શિશુપાળના શત્રુઓ છે, અને જે રાજાઓ શિશુપાળસાથે શત્રુતા, આપણીસાથે મિત્રતા એ બન્ને ધર્મ ધરાવેછે, તે ત્રણપ્રકારના અનેક રાજાઓ આપણી તરફ રહી યુદ્ધ કરવા તરત તૈયાર થાશે; ને આપણે તેઓને તૈયાર કરવાનો યત્ન પણ કરશૂંજ. આવી રીતે આખી પૃથ્વીના રાજાઓમાંથી આપણને લાગતા વળગતા મોટા મોટા રાજાઓનો

બહોળો સમુદાય આપણી તરફ અને શિશુપાળને લાગતા વળગતા રાજાઓનો બહોળો સમુદાય તે તરફ લડવા ઊઠશે; ત્યારે કોઈપણ રાજા યુદ્ધપ્રસંગથી બચશે નહિ. આખી પૃથ્વીમાં ચારેતરફ મોટી ગડબડ ઊઠશે, ત્યારે બીચારા યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં કોણ જાશે? રાજસૂય સર્વથા રખડી પડશે; ત્યારે પાંડવો વગેરે મિત્રોસાથે આપણો આ કેવો વિરોધ થાશે! લોકો યુધિષ્ઠિરને અજાતશત્રુ કહેછે,‡ પરંતુ યુધિષ્ઠિરને રાજસૂયયજ્ઞ કરી ચક્રવર્ત્તિપણું સિદ્ધ કરવાનો જે સમય આવ્યો; તે સમયમાં સર્વ રાજ્યવર્ગમાં મોટી લડાઇ ઉત્પન્ન કરનારા આપણેજ અજાતશત્રુના પ્રથમ શત્રુ થયા, એમ જાણવું. યુધિષ્ઠિર રાજા આપને પોતાના બાંધવ, અતિ મોટા કાર્યનો ભાર ઉપાડવામાં શક્તિમાન્ યથાર્થ સમજીને રાજસૂયમ આપની સંપૂર્ણ સહાયતાના પક્કા ભરોસાથીજ તે યજ્ઞ કરવા ઉમેદ રાખેછે; તેથી તેનીસાથે શત્રુતા અને વિશ્વાસઘાત કરવો ઉચિત નથી. કદાચિત્ કહેશોકે વિશ્વાસઘાત ન થવાસારુ યુધિષ્ઠિરને પ્રથમથી ચેત-

‡ જેનો કોઈ શત્રુ નહિ તે અજાતશત્રુ કહેવાય.

વશું કે, અમારે હાલ શિશુપાળસાથે યુદ્ધ કરવાની જરૂર છે; તેથી તરત અમે રાજસૂયમાં સહાયતા કરી શકશું નહિ; પરંતુ તેમ કહેવું યોગ્ય નથી. મોટાઓ પોતાના ભજતા શત્રુઓને પણ અનુગ્રહ કરેછે; જુઓ! મોટી નદિયો, પોતામાં મળેલી નાની નદિયોરૂપ સોકોને પણ પોતાના પતિ સમુદ્ર સાથે મેળવેછે. ત્યારે પોતાને ભજનારા બાંધવો ઉપર તો અનુગ્રહ અવશ્ય કરવો જોઇએ. કદાચિત્ ધારશો કે, યુધિષ્ઠિરને પછી ખુશી કરી દેશું પણ તે થાશે નહિ. અતિસમર્થ પુરુષ ધીરજથી વખત જોઈ શત્રુઉપર બળાત્કાર કરે તો તેથી શત્રુ વશ થઇ શકે; પરંતુ અવસર બગાડીને બાંધવોનું મન મલિન કરી નાખ્યું હોય, તો પાછી તેઓની સુધારણૂક ઘણીજ મુશ્કેલ થઇ પડે. આખી પૃથ્વીમાં એકછત્રપણું સિદ્ધ કરી લેવાલાયક આવો અવસર પાછો યુધિષ્ઠિરને આવશે નહિ. જો એમ માનતા હો કે, શત્રુને મારવામાટે ઈન્દ્રપ્રાર્થના કરેછે, તેથી ઈન્દ્રાદિકની પ્રીતિસારુ શત્રુને પ્રથમ મારવો ઉચિત છે; તો પુરોડાશ વગેરેથી ઇન્દ્રાદિ દેવતાઓ અવશ્ય ખુશી થશે. સત્પુરુષો મંત્રપૂર્વક અગ્નિમાં જે હોમેછે તેજ ખરું અમૃત દેવતાને લાગેછે; મંદ-

રાચળરૂપ રવાઇથી સમુદ્રને મથીને કાઢેલા અમૃતથી દેવતાઓને તેવો સંતોષ થાતોજ નથી. યજ્ઞ થયા પછી અથવા યજ્ઞમાંજ કોઇ યુક્તિથી શિશુપાળને મારશો તેથી દેવતાઓનૂં તે પણ કાર્ય સિદ્ધ થશે. હાલ શિશુપાળસાથે યુદ્ધ કરવામાં આપને બીજીપણ એક અડચણ છે. પૂજ્ય આપની ફોઇ શિશુપાળની માતા સત્યવતીની પ્રાર્થનાથી તેની પાસે આપે પ્રતિજ્ઞા* કરેલીછે કે, તમારો પુત્ર

---

* આવો ઇતિહાસ ભારતાદિક ગ્રંથોમાં છેકે, શિશુપાલનો જન્મ થયો ત્યારે તેને હાથ ચાર અને આંખો ત્રણ હતી. એક આંખ અને બે હાથ અનુપયોગી જેવા હતા. આ વિચિત્ર શરીરવાળા પુત્રથી શરમાતી તેની માતા સત્યવતીને આકાશવાણીથી દેવોએ જણાવેલૂં હતૂં કે તારા પુત્રના બે હાથ અને એક આંખ સ્વતઃ નીકળી જશે. જેના ખોળામાં બેસવાથી એ નીકળી જાય, તેજ તારા પુત્રને મારશે એમ જાણજે. આ ઉપરથી સત્યવતી જે કોઇ શિષ્ટ મનુષ્ય પોતાને ઘેર આવે તેના ખોળામાં પોતાના પુત્રને આપતી હતી, પરંતુ હાથ ખર્યા નહિ. એ સત્યવતી વસુદેવજીની સગી પાંચ બેહેનોમાંની એક એટલે શ્રીકૃષ્ણની ફોઈ હતી. આ સંબંધથીજ એક વખતે શ્રીકૃષ્ણ તેને ઘેર પધાર્યા ત્યારે સત્યવતીએ શ્રીકૃષ્ણના ખોળામાં

મારા સો અપરાધ કરશે ત્યાંસૂધી હું સહન કરીશ, મારીશનહિ. શિશુપાળતરફ ચઢાઈ કરવાથી આપની તે પ્રતિજ્ઞાનો ભંગ થશે; કારણ કે, શિશુપાળ પૂરા સો અપરાધ કરી ચૂક્યો નથી. સત્પુરુષોની બુદ્ધિ તીક્ષ્ણ હોય તોપણ શસ્ત્રની માફક મર્મ કાપે નહિ. તેઓનૂં કર્મ પ્રતાપી હોય તોપણ શાન્ત હોય એટલે ઘાતકો જેવું ક્રૂર હોય નહિ. તેઓનૂં મન કોઇ કારણથી તપે તોપણ કોઈને અન્યાયથી સંતાપે નહિ, તેઓની વાણી એકવાર મુખમાંથી જે નીકળે તે પાછી ફરે

---

પોતાના પુત્રને બેસાડ્યો કે તરત તેનાં અધિક અંગો અનાયાસથી ઉચ્છિન્ન થઇ ગયાં. આ અધિક અંગ દૂર થવાથી થએલા હર્ષ કરતાં, શ્રીકૃષ્ણના હાથથી તેનૂં મરણ થશે આ વિષાદ અને ભય અધિક સત્યવતીના મનમાં થયો. તેથી તેણે શ્રીકૃષ્ણને પ્રાર્થનાપૂર્વક કહ્યૂં કે તમારે મારા પુત્રને મારવો નહિ. પ્રભુતો જાણતાજ હતા કે મારા પાર્ષદનો આ ત્રીજો અવતાર છે માટે માર્યાવિના તો ચાલે તેમ નથી, તેથી તેવી પ્રતિજ્ઞા ન કરતાં ફોઇને રાજી રાખવા પ્રભુએ એ પ્રતિજ્ઞા કરી હતી કે, સો અપરાધ તમારો પુત્ર કરશે ત્યાંસૂધી હું સહન કરીશ. તેને મારીશ નહિ.

નહિ. ( આપનું પ્રતિજ્ઞાવિરુદ્ધ આચરણ એ ધર્મ-વિરુદ્ધ અકીર્તિકારણ અવિશ્વાસ ઉપજાવનારૂં અને લોકોના મનને ધર્મમાંથી ચલાવનારૂં થઇ પડશે; તેથી પ્રતિજ્ઞા છોડવી તે આપને ઉચિત નથી. )

દિવસનો પ્રસાદ એટલે પ્રકાશથી નિર્મળતા, સૂર્યજ કરેછે. તે દિવસનો વખત પૂરો થયાવિના સૂર્ય પોતે પણ તેનો અંત લાવી શકતા નથી. તેમ શિશુ-પાલપર પ્રસાદ એટલે અનુગ્રહ આપેજ કરેલોછે. હવે તેનો સમય એટલે વખત અથવા ઠરાવ પૂરો થયા-વિના આપ પોતે પણ તેનો અંત કરવા સમર્થ થશોજ નહિ. (માટે હાલ તેપર ચઢાઇ કરવાથી તેનું મરણ ન થતાં કેવળ અકીર્તિ માત્ર ફળ થશે.) મોટા ઊંડા જળનીપેઠે મોટો (પ્રબળ) શત્રુ જો અગાધ જણાય તો ત્યાં એકદમ કૂદી પડવું નહિ. પણ જેમ જળથી બચવાનો ઉપાય જાણનારા તારાઓ તીર્થોમાં એટલે જળાશયોમાં પ્રથમ પદ રાખી એટલે એક પગ નાખી જળનું તળ[1] તપાસી જુએ ત્યારપછીજ બુદ્ધિમાનો તેમાં પેસે, તેમ સમય જોઇ આ વખતે શું શું કરવું

૧ તળ, ઉંડાઇ.

એ સમજનારા ચાર પુરુષો શત્રુઓના તીર્થોમાં[1] એટલે નીતિશાસ્ત્ર પ્રસિદ્ધ સલાહ વગેરે ૧૮ રાજકીય વિષયોમાં પદ રાખી એટલે પોતાનૂં સ્થાન કરી તળ[2] એટલે સ્વરૂપ પૂરી રીતે પ્રથમ જાણી લઇ માલિકને જણાવે ત્યારપછી જે કરવૂં ઉચિત જણાય તે રાજાએ કરવૂં.

રાજનીતિ પણ વ્યાકરણ વિદ્યા જેવી હોયછે. જેમ વ્યાકરણમાં સૂત્રને છોડી એક પદ[3] પણ મૂકાતૂં નથી તેમ નીતિમાં સૂત્ર (બાંધેલા તંત્ર) ને છોડી એક પદ (પગલૂં) પણ ભરાતૂં નથી. એટલે બાંધેલા તંત્ર વિરુદ્ધ કંઈ પણ કામ કરી શકાતૂં નથી. જેમ વ્યાકરણમાં વૃત્તિયો (સૂત્રોની ટીકા કાશિકા વગેરે) ઉત્તમ છે, તેમ નીતિમાં પ્રધાનથી આરંભી સાધારણ મનુષ્યો સૂધી સર્વની વૃત્તિયો[4] (આજીવિકાઓ) તેઓ પ્રસન્ન

---

૧ તીર્થ એટલે સલાહ વગેરે ૧૮ રાજકીય વિષય જળાશય, પુણ્યક્ષેત્ર, અને સત્પાત્ર; એ સર્વ તીર્થ શબ્દના અર્થ "હલાયુધ" કોષમાં કહ્યાછે. ૨ સ્વરૂપ અને તળિયૂં એ બન્ને તળ શબ્દના અર્થ "અમર" માં બતાવ્યાછે. ૩ શબ્દ. ૪ वृत्तिर्ग्रंथजीवनयोः ગ્રંથની. એક જાત અને આજીવિકા બન્નેનૂં નામ વૃત્તિ એમ "વૈજયંતિ" કોષમાં કહ્યૂંછે.

રહે એવી ઉત્તમ રાખવામાં આવેછે. જેમ વ્યાકરણમાં નિબંધન એટલે ભાષ્ય વગેરે મોટા ગ્રંથો અત્યુત્તમ છે તેમ નીતિમાં નિબંધન[1] એટલે કામ બજાવ્યા પછી ગામ, ધામ, આદિ ઈનામ ચિરસ્થાયી દેવામાં આવેછે. આમ નીતિવિદ્યા અને વ્યાકરણવિદ્યા બંને સરખી છે માટે તે બંને અપસ્પશા હોય તો શોભે નહિ. વ્યાકરણ વિદ્યા અપસ્પશા (પસ્પશ એટલે વ્યાકરણ શાસ્ત્ર શું કામ જોઇએ એમ તેના પ્રયોજન વગેરેનો વિચાર જે કે "મહાભાષ્ય"ના પહેલાજ આહ્નિકમાં કર્યોછે. તે વિચારરહિત) શોભતી નથી, તેમ નીતિ અપસ્પશા સ્પશ[2] એટલે ગુપ્તચાર રહિત શોભતી નથી એટલે યથાર્થ ફળ આપી દીપી નીકળતી નથી.

રાજાઓને શત્રુઓનો સાર અને પાર સમજવામાટે ચાર વ્યવહારની ઘણીજ જરૂર છે. ચાર રહિત રાજાઓને નીતિશાસ્ત્રમાં અંધ જણાવેલાછે. કહ્યું છે કે:—

---

૧ दत्वाभूमिनिबंधनम् આ યાજ્ઞવલ્ક્ય વાક્યના વ્યાખ્યાન વખતે મીતાક્ષરામાં નિબંધન શબ્દનો એજ અર્થ લખ્યોછે. ૨ પારકું રહસ્ય બરાબર લાવી તેનું યથાર્થ વર્ણન કરી શકનાર અને સમજનાર ચારનું નામ સ્પશ કહેવાયછે, એમ "હલાયુધ" કોષમાં કહ્યુંછે.

**चारैः पश्यन्ति राजानो**
**वेदैः पश्यन्ति वाडवाः ।**
**गंधेन गावः पश्यन्ति**
**चक्षुर्भ्यामितरेजनाः ॥**

કેવળ ચારથી રહસ્ય જાણી લેવું એટલુંજ રાજાઓનું કાર્ય નથી, પરંતુ તે જાણ્યાપછી શત્રુના પરિકરમાં પુરી ફાડ તોડ કરી નાંખવી જોઇએ. પરમ બુદ્ધિમાન્ ગુપ્ત હલકારાઓ શત્રુના મુલકમાં, મુખ્ય શેહેરમાં અને ખાસ ઘરમાં પણ આવા વાપરવા જોઇએ કે, જેનાં સ્વરૂપ, કર્તવ્ય અને ગુણદોષ બીજાને જણાય નહિ. પણ બીજાનાં સ્વરૂપ, કર્તવ્ય અને ગુણદોષ

---

૧ રાજાઓની ખરી આંખ ચાર, તે દ્વારાજ નજીકના અને અતિ દૂરના સર્વ વિષયો રાજા જોઇ શકેછે. બ્રાહ્મણોની મુખ્ય આંખો વેદ. યથાર્થ સાર્થ વેદ જાણ્યાથીજ બ્રાહ્મણો ભૂત, ભવિષ્યત્, વર્તમાન ત્રણેકાળના સર્વ વિષયો બરાબર જોઇ શકેછે. ગાય બેલની મુખ્ય આંખ ગંધ. નજરે જુએ તોપણ નાકે સુંઘવાથી તે પદાર્થો ઓળખે. એ શિવાય બીજા મનુષ્યો કેવળ આંખથી નજીકનાજ પદાર્થો પારખેછે.

તેઓ પૂર્ણ સમજી લે. મોકલનાર રાજા તરફથી આ-જીવિકા મળતે છતે પણ શત્રુઓના નોકર બની ત્યાંથી પણ આજીવિકાઓ જેઓ મેળવતા હોય. પ્રથમ માલિકના હકમાં જે હરામખોર બીલકુલ ન હોય. શત્રુથી તેના પ્રધાન સેનાપતિ વગેરે સર્વને જુદા પાડીદે. સાચા જૂઠા કાગળ લેખપત્રો શત્રુ રાજાની પાસે અને પ્રધાન વગેરેની પાસે જેઓ પૂર્ણ માયા કરી બતાવી શકે. જેની માયા છેવટસુધી ખુલ્લી પડે નહિ.[1] તેવા હલકારા દ્વારા શત્રુઓને અને તેના પ્રધાન, સેનાપતિ, ખજાનચી વગેરે પ્રબળ પુરુષોને પરસ્પર દ્વેષ અને અવિશ્વાસ ઉપજાવી જુદા જુદા કરી નાખવા. શત્રુ-ઓને એમ પક્કો વહેમ પડે કે આ સર્વ મારા શત્રુસાથે મળેલાછે. આ લોકોના હાથ દરકતસુધી પકડાઈ ચૂક્યા છે માટે એ મારા કામના નથી. પ્રધાન વગેરેને એમ સમજાય કે, પ્રાણ દેવાપર્યંત પૂર્ણ રીતે નોકરી કરતે છતે પણ અમારા રાજા બીલકુલ ગુણ સમજતા નથી. મનુષ્યને ઓળખતા નથી અને તેને અમારો બીલકુલ

---

૧ આનૂં ઉદાહરણ "મુદ્રારાક્ષસ" વગેરે ગ્રંથોમાં જીવસિદ્ધિ, સિદ્ધાર્થક, ભાગુરાયણ વગેરે છે.

ભરોસો નથી; એટલુંજ નહિ પણ વખતે ઉલટો આ-
મારો નાશ કરી નાખશે; ઇત્યાદિ વહેમો પરસ્પર ઉપ-
જાવી યોગ્ય પુરુષોને પોતા તરફ ખેંચી લેવા, અયોગ્યોને
હાંકી દૂર કહાડી મૂકવા, અને શત્રુને નિર્બળ બનાવી
વશ કરી લેવો વા મારી નાખવો.) હાલ ઇંદ્રપ્રસ્થ[1]
જવાથી આપણું ઘણું કાર્ય થશે. કાર્ય કરવામાં કુશળ
આપના ગુપ્ત ચારો અનેક રાજાઓના સમૂહને આપની
સાથે એક મતલબવાળા કરી અજાતશત્રુ[2] પુરી
(દિલ્લી) માં એકદમ ખેંચી લાવશે. (અભિપ્રાય એ
કે યુધિષ્ઠિર અજાતશત્રુ છે. હજીસૂધી કોઈનીસાથે તેની
શત્રુતા નથી અને દુર્યોધન શિવાય બીજા કોઇબી રાજા
તેને શત્રુ માનતા નથી. માટે તેને ઘેર આવા મોટા
સમારંભમાં આવવા કોઇપણ આનાકાની નહિ કરે.
અને અનાયાસે ત્યાં સર્વ પૃથ્વીના રાજાઓ એકઠા થશે.
જે આપણા મિત્રો અને જે તિરાહિત તે સર્વને ત્યાં
લગાડેલા આપણા હલકારાઓ તે સર્વ મંડળને આ-
પનીસાથે બાંધી આપશે. વળી આપના પરમ હિતૈષી
અને અનન્ય ભક્ત પાંડવો જ્યારે ચક્રવર્તી થશે, ત્યારે

---

૧ દિલ્લી. ૨ યુધિષ્ઠિર.

જે કોઈ રાજા ત્યાં આવશે તે સર્વ યુધિષ્ઠિરસાથે સારો વગ બાંધવા ઇચ્છશે. અને તે ઉપકાર કરી આપવાથી સંપૂર્ણ પૃથ્વીના રાજાઓ એકદમ આપણી મુઠ્ઠીમાં આવશે. પછી ખરેખરા દ્વેષી શિવાય કોઈબી રાજા આપણા શત્રુઓને મદદગાર થશેજ નહિ. ઉલટા તે લોકોની દુષ્ટતા જોઈ તેઓના નાશમાંજ ખુશી રહેશે. અને આવા મોટા ઉત્સવને પ્રસંગે સર્વ કોઇ પોતાની સંપૂર્ણ સારી સજાઈસહિત આવશે. અને તેવીજ રીતે ત્યાં આવવાને આપણા ચારો પ્રથમથી તજવીજ કરશે. જેથી તે સર્વ શત્રુ વધમાં આપણને ઉપયોગી થઈ પડશે. ઘણે ભાગે તો તે યજ્ઞ પ્રસંગમાંજ શિશુ-પાલના કાલનો સંભવ છે. કદી આપ કહેશો કે યજ્ઞની અંદર એ સંભવ ક્યાંથી? પરંતુ તેનૂં કારણ એ છે કે, પરમ પવિત્ર પાંડુનો પુત્ર યુધિષ્ઠિર આપનૂં યથાર્થ મ-હાત્મ્ય જાણેછે. અને તે આપનો અનન્ય ભક્ત છે માટે સર્વથી અધિક આપને આદર કર્યાવિના કદીપણ તે રહેનાર નથી. આ જોઈ પરમ મત્સર ગ્રસ્ત અને અતિ ચપલ શિશુપાલાદિ શત્રુઓ પોતાની મેળેજ લડવા તૈયાર થશે ત્યારે તેને મારવામાં આપણોકાંઇપણ દોષ દેખાશે નહિ. ( સર્વ લોકો સારીરીતે સમજશે

કે, તેઓએ પોતાને હાથે પોતાનું મૃત્યુ બલાત્કારથી વ્હોરી લીધું. આપણે ચઢીને જવા કરતાં શાંત રહેલા આપણપર તેઓ સ્વતઃ હુમલો કરે ત્યારે તેનું મારણ બીલકુલ અકીર્તિકર થશે નહિ. અને તેને કોઈ મદદ કરશે નહિ, તેમ બીજાની મદદ મેળવવાનો અવકાશ પણ તેને રહેશે નહિ. જે જે શત્રુઓએ મેળવી રાખેલા હશે અને આજ દિવસસુધી તેઓથી પરમ પોષણ પ્રાપ્ત થયા હશે તેવા રાજાઓમાં પણ જે સા-રાસાર વિચાર કરનારા હશે તે સર્વ તરત તેઓથી જુદા પડી જશે. જેમ કોયલનાં બચ્ચાંઓ કાગડા-ઓથી પોષણ પામી મોટાં થાયછે. પરંતુ વસંત વખતે પોતાની મેળે કાકકુલથી જુદાં પડી જાયછે. તેવોજ ખેલ અહીં થશે.[1]

જેમ પતંગીઆઓ સ્વભાવથી ચપળ અને અસ્થિર હોયછે અને તેથી એકદમ આવી પડેછે અને અતિ ચંચળ, દુર્બળ પક્ષનો[2] આધાર રાખેછે, તેમ આપના

---

૧ કોયલનાં બચ્ચાંનું પોષણ કાગડા કરેછે માટેજ તેનાં પરભૃત, અન્યભૃત, પરપુષ્ટ એવાં નામો સંસ્કૃત કોષોમાં પ્રસિદ્ધ છે. ૨ પાંખ.

શત્રુઓ પણ થાઓ. તેઓબી સ્વભાવથી ચપળ એટલે અવ્યવસ્થિ રહી એકદમ આવી પડે અને મનના ચં-ચળ, દુર્બળ પક્ષ એટલે સહાયતા—આધાર—થી ચાલનારા તેઓ થાઓ. એમ આપનો સંપૂર્ણ શત્રુ સમૂહ આપના અતિ દુઃસહ પ્રભાવ પાવકમાં પતંગીઆઓની પેઠે પડી પ્રાણ મુક્ત થાઓ.

આમ વિવેચનપૂર્વક સર્વ પ્રયોજન જણાવનારી નીતિશાસ્ત્રને સર્વાંશે અનુસરનારી, દુષ્ટનીતિને ભૂંગળની માફક આડી આવી રોકનારી, ઉદ્ધવની વાણી ભગવાનના હૃદયમાં નિરંતર બિરાજનારી લક્ષ્મીએ સાંભળી કે ભગવાને પોતે સાંભળી.[1] તે સાંભળ્યાપછી તરત બળભદ્ર, ઉદ્ધવસહિત શ્રીકૃષ્ણ, અત્યાનંદપૂર્વક પોતાના આસનપરથી ઉઠયા.

આટલી વાત "માઘ" કાવ્યના બીજા સર્ગમાં છે. ત્યારપછી તરત સારી તૈયારી કરી મોટા ઠાઠમાઠસહિત પ્રભુ ઈન્દ્રપ્રસ્થ પધાર્યા અને ઉદ્ધવની સલાહપ્રમાણે ત્યાં સર્વ બનાવ બનતાં તેમણે શિશુપાલને માર્યો, આ કથા

---

૧ આમાં સલાહની ગુપ્તતા "મંત્ર ગુપ્તિશક્તિ" દેખડાવીછે.

મોટા વિસ્તારથી આખા "માઘકાવ્ય[૧]"માં છે. ભગવાન્ સ્વતઃ સર્વજ્ઞ છે. તે જે કંઈ કરે તે પ્રથમથી પોતે ધારીજ મૂક્યું હોય તોપણ રાજાઓને રાજનીતિપૂર્વક વિચારની આવશ્યકતા જણાવવામાટે આ ચરિત્ર છે. અને તેજ અભિપ્રાયથી કવિયે પોતાની પૂર્ણ નીતિકુશલતા બતાવી આ વર્ણન પૂર્ણ રીતે કર્યું છે. પોતાના પૂજ્ય જેષ્ઠ ભ્રાતા બળદેવજીનાં વચનને પોતે સ્વતઃ વારણ ન કરતાં, ઉદ્ધવના મુખથી સલાહ કહેવડાવી તે વાતનું વારણ કર્યું. આ પણ એક લોકાનુસારી લીલાની ખૂબી છે.

## ગીતિ.

ઈશ્વર લક્ષ્મી વરની,
 લીલા લોકાનુસાર એ ધારો;
નય નયનથી નિરીક્ષણ,
 નિપુણ નરો નીતિ નિત્ય નિર્ધારો.

---

૧ આ કાવ્યનું નામ "શિશુપાલવધ" છે, પરંતુ તેના કર્ત્તા માઘ કવિના નામપરથી તે ગ્રંથનું નામપણ "માઘ" કહેવાયછે.

## આત્મસ્તુતિ.



( ૨ )

કેટલાએક અજ્ઞ લોકો પોતે પોતાને મુખથી પોતાની સ્તુતિ કરી પ્રસન્ન થાયછે. કેટલાએક કાંઇક સુજ્ઞો ખુલ્લે ખુલ્લું તેમ ન કરે પરંતુ બીજાના ગુણોમાં દોષ કહાડી કહાડી પોતાની ઉત્તમતા બતાવે અને અંદરથી એવી ઇચ્છા ધરાવે કે, લોકો અમારી પ્રસંશા કરે તો ઠીક. આ અભિપ્રાયથી પારકા દોષો કહાડતે છતે પણ, જો લોકો સ્તુતિ ન કરે તો ખિન્ન થાય અને જ્યારે આત્મસ્તુતિ સાંભળે ત્યારેજ પ્રસન્ન થાય—પછી તે ખરી હોય કે ખોટી હોય–આ આત્મસ્તુતિના શોખ ઉપરથી પારલૌકિક નુકસાન થાય છે એટલૂંજ નહિ, પરંતુ આ લોકમાં પણ અતિશય હાનિદાનનૂં નિદાન તે થઈ પડેછે. મોટા મોટા રાજાઓ કે ધર્મપાલન પદાધિરૂઢ બીજા લોકો અને શ્રીમાન્ ગૃહસ્થો આત્મશ્લાઘાથી કેટલૂં નુકસાન પામ્યાછે, એ વિષે હાલ ચાલતા કાલના ઉદાહરણો વાંચનારાઓને પોત પોતાના પ્રત્યેક દે-

શમાં જોઇએ તેટલા મળી આવશે. સ્તુતિ કરનારાઓ તો પોતાના સ્વાર્થ સમર્થનાર્થ ગમે તેમ સ્તુતિ કરે, પરંતુ સાંભળનારે પોતાના ખરા ખોટા ગુણોનો વિચાર પૂર્ણ રીતે હૃદયમાં રાખવો જોઈએ. તેવા વિચારનો ઉદય હૃદયમાં ન હોવાથી તથા ઘણી સ્તુતિ સાંભળવાની ટેવ પડવાથી અજ્ઞ લોકો, જેમ બીજા વખાણે તેમજ ખરૂં માની લે છે ધર્મપાલન પદ્ધવિરૂદ્ધ રાજા મહારાજાઓએ જો કે. એક ઉંદર પણ ન માર્યો હોય તોપણ તેની શૂરવીરતા અને સંગ્રામ વિજયિતા વખાણનારાઓ વર્ણવે ત્યારે તે ફૂલાઇને ફુમકું બને. તેઓને "રૂપાવલિ" પણ ન આવડતી હોય, તેમ તેઓ નિત્ય નિયમો ગીતા, ભાગવતના પાઠ પણ શુદ્ધ ન કરી શકતા હોય તો પણ લોકો તેઓને કહે કે આપ તો પૂર્ણ પંડિત વાગીશ્વર છો, ત્યારે તેઓ બૃહસ્પતિને પણ પોતાથી તુચ્છ સ્વચ્છ રીતે માની લે.[1]

---

૧ અત્યુત્તમ વિદ્વાન્ ગોસ્વામિશ્રી જીવણજી મહારાજ પોતાના અનુભવની એક વાત ઘણી વખત કહેતા હતા કે, કોઈએક શિષ્ટ પુરાણનો પાઠ કરતા

અત્યંત કંજુસ સર્વ ધન મંજુસને સ્વાધીન કરતા હોય તે પણ પોતાની ઉદારતા કર્ણથી સાંભળી કર્ણથી પણ અધિક દાતા પોતાને ગણે. આ કંઈ થોડી ભુલ કહેવાય? આમ સ્તુતિ થતાં પણ કોઇ બીજાની સ્તુતિ કરી ઉઠે તો તરત નાકપર સળ લાવી કોઇપણ રીતે કાંઈપણ દોષ તેમાં બતાવે. આ મહત્તાનું લક્ષણ નથી. શ્રીભાગવત ચતુર્થસ્કંધના ચોથા અધ્યાયમાં દક્ષપ્રતિ દેવીના વચનોમાં—

**दोषान्परेषां हि गुणेषु साधवो**
**गृह्णंतिकेचिन्न भवादृशाद्विज ।**

---

હતા, તેમાં देशानामुत्तमोदेश सत्पात्रं यत्र लभ्यते ॥
આ ઠેકાણે તેના પુસ્તકમાં सत्पात्रं यत्र यम्यते એવો પાઠ લેખક દોષથી હશે, તેવોજ તેઓએ સભા વચ્ચે પાઠ કર્યો. આથી શ્રીજીવણજી મહારાજને ઘણું હાસ્ય આવ્યું. તે રોકવા પ્રયાસ કર્યો તોપણ તે રોકાયું નહિ. તેઓને હાસ્યનું કારણ પૂછતાં તેઓએ કહ્યું કે, તમે બોલ્યા તે ઠેકાણે य ખોટો છે, ल જોઇએ તેથી મને જરા હસું આવ્યું.

गुणांश्च फल्गुन्बहुली करिष्णवो
महत्तमास्तेष्ववदिद्भुवानघम् ॥ १२ ॥

આ શ્લોકમાં ચાર વા પાંચ પ્રકારના પુરુષો જણાવ્યાછે. અસૂયક[1] મત્સરી પુરુષો પારકા ગુણોમાં પણ દોષો દેખે અને પારકા ગુણોને લોકો આગળ દોષરૂપ દર્શાવે. અધમ સ્થિતિના પુરુષો પ્રથમ કોટીથી કંઇક સારા તે એવા હોયછે કે, ગુણદોષનૂં વિવેચન સમજી ખરા ગુણોને પ્રગટ ન પાડતાં, પારકા ખરા દોષો માત્ર ઉઘાડા કરે. મધ્યમ સ્થિતિના પુરુષો ગુણ અને દોષ બંને યથાર્થ સમજી ખરેખરા ગુણો અને ખરેખરા દોષો દેખડાવી આપે. એ પણ એક રીતે મહાન્ કહેવાય. અને સત્પુરુષો લોકોના ગુણદોષો યથાર્થ સમજી, દોષોને ઉઘાડા ન કરતાં પારકા ગુણોનેજ પ્રસંગોપાત આગળ મૂકે. એ મહત્તર કહેવાય. "કુવલયાનંદ" માં ઉપમાલંકાર ઉપર આ શ્લોક લખ્યોછે કે,

गुणदोषौ बुधो गृह्णन्निन्दुक्ष्वेडाविवेश्वर ।

---

૧ ખારીલા.

સમુદ્રમાંથી ઉત્પન્ન થએલા પદાર્થોમાંના ઉત્તમ અને અધમ ચંદ્ર અને હાલાહલનું શિવજીએ જેમ ગૃહણ કર્યુંછે, તેમ વિદ્વાન્ પારકા ગુણદોષ બંનેનૂં ગૃહણ એટલે મનમાં વિવેચન તો કરે, પરંતુ જેમ શિવજી ચંદ્રને પોતાના મસ્તકપર ચઢાવી પ્રખ્યાત કરેછે અને વિષને કંઠમાંજ રોકી રહ્યાછે, તેમ વિદ્વાન પારકા ગુણોને પોતાના શિરપર ચઢાવી પ્રસિદ્ધ પાડેછે અને પારકા દોષોને કંઠમાંજ રોકી રાખેછે અર્થાત્ પોતાની વાણીમાં લાવતા નથી.

અત્યંત ઉત્તમ લોકો તો બીજાના દોષોતરફ દ્દષ્ટિજ આપતા નથી અને પરકીયગુણો પરમાણુ-પ્રમાણે અલ્પ હોય તેનેપણ પર્વતપ્રમાણો પૃથુલ § કરી પ્રથિત કરે. એ મહત્તમ વ્યવસ્થા તો દૂર રહી પરંતુ પોતાના દોષોતરફ દ્દષ્ટિ ન દેતાં પરમાણુ પ્રાયઃ સ્વગુ-ણોને પર્વત પ્રતિમ † કરી બતાવવા તૈયારજ રહે, એ મહાત્માઓને ધન્ય છે !

પોતાના મુખથા પોતાની પ્રશંસા એ તો ખરે-ખર આત્મઘાત જેવૂં પાતક છે. મહાભારત કર્ણપ-

---

§ મોટા. † સરખા.

વંમાં કથા છે કે, કર્ણે યુદ્ધમાં પરાજય પમાડેલા યુધિષ્ઠિર ગભરાઈને ડેરામાં આવ્યા. તે વાત સાંભળી તેને જોવા શ્રીકૃષ્ણ અને અર્જુન યુદ્ધ છોડી ત્યાં આવ્યા. યુધિષ્ઠિરે માન્યું કે મને પરાજય પમાડનાર કર્ણને મારી આ અર્જુન અહીં આવ્યોછે. તેથી તેણે પૂછ્યૂં કે કર્ણ કેમ મારી શકાયો? અર્જુને તેને મારવાની પ્રતિજ્ઞા કરી કહ્યુંકે હજી તો તે મર્યો નથી. આ સાંભળી યુધિષ્ઠિરને વધારે કોપ આવતાં, તેણે કહ્યું કે, તને અને તારા ગાંડીવને ધિક્કાર છે. ગાંડીવ બીજાને આપી દે. અર્જુનની પ્રતિજ્ઞા હતી કે મારા ધનુષને ધિક્કારનારના પ્રાણ અવસ્ય લેવા. આ પ્રતિજ્ઞા પાળવા યુધિષ્ઠિરને મારવા તરત તરવાર કાઢી તૈયાર થયો. તેટલામાં શ્રીકૃષ્ણે તેને દબાવી કહ્યૂં કે, આ અકાર્ય શું કરેછે? તારી આ ખબર તો મને આજેજ પડેછે કે, તેં કંઇપણ વૃદ્ધ પુરુષોની સેવા બજાવીજ નથી. ઇત્યાદિ શ્રીહરિનૂં વચન સાંભળી અર્જુને તેની સ્તુતિ કરી કહ્યૂં કે, મહારાજ! આવી મારી પ્રતિજ્ઞા છે તે આપ જાણોછો, માટેજ મને મારવાની ફરજ પડેછે. શ્રીકૃષ્ણે આજ્ઞા કરી કે, મહાનુભાવને ધિક્કારવા એ તેને માર્યા બરાબર છે, માટે તૂં યુધિષ્ઠિરની

નિંદા કરી ભીમના વખાણુ કર. અર્જુને તેમ કર્યું. કર્યા પછી પાછી તરત તરવાર કાઢી. શ્રીકૃષ્ણે કહ્યું કે વળી હવે શું છે? તેણે કહ્યું કે, મહારાજ! હું આ શસ્ત્રથી આત્મઘાત કરીશ. યુધિષ્ઠિરનૂં મરણ થાય તો મારે પ્રાણુ રાખવા નહિ, એ પણુ મારી પ્રતિજ્ઞા છે. મેંજ યુધિષ્ઠિરને મારવા માફક મુખપર નિંદા કરીછે તો હવે મારે મરવૂં ઉચિત છે. આ સાંભળી હસી, શ્રીકૃષ્ણે કહ્યું કે તૂં તારા મુખથી તારી બડાઈ કર. પોતાના મુખથી પોતાની સ્તુતિ કરવી એ ખરેખર આત્મઘાતજ છે. આ સાંભળી અર્જુને તેમ કર્યૂં. યુધિષ્ઠિર રાજ છોડી વનમાં જવા તૈયાર થયા તેને શ્રીકૃષ્ણે સમજાવી રોકયા. અર્જુને પગ પકડી પ્રણામ કરી કહ્યૂં કે, મહારાજ! મારો અપરાધ ક્ષમા કરો. મેં મારી બે પ્રતિજ્ઞા નીભાવવામાટે શ્રીકૃષ્ણની આજ્ઞાથી આ અકાર્ય કર્યૂં છે. આ મહાનુભાવ નિંદા અને આત્મસ્તુતિની કથા "મહાભારત" કર્ણપર્વના ૬૯–૭૦મા અધ્યાયમાં પ્રસિદ્ધ છે. માટે સ્વમુખે આત્મસ્તુતિ કેવલ આત્મઘાત જેવી જાણવી.

પારકા મુખથી પણુ પોતાના ગુણો ગવડાવી પ્રસન્ન થવં એ ખરેખર બાલકનૂં કામ છે. આ વાત શ્રી-

ભાગવતમાં આવેલા પૃથુચરિત્રપરથી પણ સ્પષ્ટ જણાયછે. અત્યંત ઉત્તમ જનો તો પોતામાં અતિશય મોટા ગુણો છતે પણ, પોતાના ગુણો લોકોના મુખથી પોતાની પાસે ગવડાવવા બીલકુલ ઇચ્છતા નથી. ત્યારે પોતામાં ગુણો ન છતે તે ગવડાવી મનમાં મગ્ન થવું એથી વધારે વિકલતા તે કયી? સંપૂર્ણ પૃથ્વીના પિતા પૃથુએ પોતમાં પરમ ઉત્તમ અનેક ગુણગણ છતે પણ પોતાની સન્મુખ તેના ગાનનો પ્રતિબંધ કેવો કર્યો? તે તેના વચનોપરથી જણાશે. પરંતુ તે વચનોથી પ્રથમ તેના વૈભવથી શ્રીભાગવતાનભિજ્ઞ લોકોને જાણીતા કરવામાટે તેનો થોડો એક અભ્યુદય લખીએ છીએ.

શ્રીભાગવતમાં કથા છે કે, જગત્પ્રસિદ્ધ મહાભગવદ્ ભક્ત, અદ્યાપિ આકાશમાં દૃશ્યમાન ધ્રુવજીના વંશમાં ઉત્પન્ન, અંગરાજાની અંગાર જેવી કુપ્રજા વેન રાજાએ અધર્મની પ્રવૃત્તિ અને ધર્મનો ધ્વંસ કર્યો ત્યારે મહાત્મા ઋષિયોએ તેને નમ્રતાપૂર્વક ઘણો સમજાવ્યો. તોપણ તે ન માન્યો ત્યારે પોતાના પ્રભાવ માત્રથી તે પાપીને પ્રાણરહિત કર્યો. ત્યારપછી રાજાના અભાવથી તાજા તસ્કરો માજા તોડી પ્રજાને ઉજાગર લૂટવા

લાગ્યા. તે જોઇ ઋષિયોએ વેનનું શરીર મથી, યોગ-પ્રભાવથી અને મનુવંશના મહિમાથી પ્રજા ઉત્પન્ન-કરવા ધારી. તેમ મથન કરતાં પ્રથમ કીરાત જાતિનો પ્રથમ પુરુષ પેદા થયો. તે દ્વારા વેનનું કુળ કલ્પ નીકળી ગયું. ત્યારપછી ફરીથી તેના બાહુનું મથન કરતાં એક સ્ત્રી પુરુષનું જોડું પેદા થયું. આ કથા ચતુર્થના ૧૫મા અધ્યાયમાં પ્રસિદ્ધ છે, તેનો સારાંશ માત્ર અહીં લખીએ છીએ. જોડું જન્મેલું જોઇ જગત્‌ના હિત તત્પર મહર્ષિ પરમ હર્ષિત થઇ બોલ્યા કે, પરમેશ્વરની પૃથ્વીને પાલન પરાયણ આ કળા પુરુષ રૂપે પ્રકટ થઈછે અને તેમજ પ્રભુમાં સર્વદા સ્થિર લક્ષ્મીની કળા આ અબળા ઉત્પન્ન થઇછે. આ પણ રાજાઓમાં આદિરાજ કહેવાશે. અને કલ્પ પર્યંત સ્થાયી અનલ્પ યશ પ્રથિત કરશે. એથી એ પૃથુ આ નામથી ઓળખાશે. અને ગુણોની તથા ભૂષણોની પણ ભૂષણભૂત અતિ સુંદર આ સ્ત્રી અર્ચિ નામથી ઓળખાશે. જેમ અગ્નિને તેની અર્ચિ[1] અનુસરે તેમ એ નિરંતર નિજપતિ પૃથુને અનુસરી રહેશે. લોકોના

---

૧ જ્વાળા.

પાલનમાટે આ ઈશ્વરનો અંશાવતાર છે. અને એમજ નિરંતર પ્રભુપદ પરાયણ લક્ષ્મીજીનો અંશાવતાર આ રાણી છે.

આ પૃથુનો જન્મ જોઈ મનુષ્ય લોકમાં અને દેવલોકમાં અમંદ આનંદ થયો. દેવતાઓ પુષ્પવૃષ્ટિ, ગંધર્વો ગાન અને અપ્સરાઓએ નૃત્ય કર્યા. તેના રાજ્યાભિષેકની તૈયારી જોઇ, દેવલોકમાં પણ અનેક વાદ્યો વાગવાં લાગ્યાં અને મોટા મોટા દેવ, ઋષિ, પિતૃવગેરે ત્યાં આવ્યા. અનેક દેવસહિત આવેલા બ્રહ્માએ પૃથુના જમણા હાથમાં ચક્રનૂં ચિહ્ન અને ચરણમાં સુંદર અરવિંદ ચિહ્ન જોઇ આ ભગવદ્ અવતાર છે એમ ખાત્રી કરી. પૃથ્વીમાં જેની આજ્ઞા અવ્યાહત વર્તે, તેને પ્રભુનો અંશ જાણવો, આ નિયમ શાસ્ત્ર સિદ્ધ છે.

બ્રહ્મવાદી મહર્ષિયોએ તે આદિરાજને અભિષેક કરવાનો આરંભ કર્યો. અને ચોતરફથી ઉત્તમ લોકોએ અભિષેક સાધનો લાવી હાજર કર્યા. નદી, સમુદ્ર, પર્વત, વૃક્ષ, પૃથ્વી, આકાશ એ વગેરેના અભિમાની દેવતાઓ અને પશુ પક્ષીઓમાં ભગવદ્ વિભૂતિરૂપ પ્રાણિયોએ પણ પોતપોતાની પાસે રહેલા પદાર્થો પૃથુ

પાસે ભેટમાં લાવી મૂક્યા. સત્પાત્ર પવિત્ર પરમ ઋષિયોના હાથથી મંત્રપૂર્વક અભિષેક પ્રાપ્ત થઇ પત્ની-સહિત ઉત્તમ વસ્ત્રાભરણ ધારણ કરી સુવર્ણ સિંહાસનપર બેઠેલો રાજા અત્યંત પ્રકાશ કરવા લાગ્યો.

## ગીતિ.

**ઉત્તેજન મુનિજનથી,**
**જળાભિષેકે લઈ નૃપતિ પોતે;**
**અર્ચિ[1] સહિત અતિ દીપ્યો,**
**ઘૃતાભિષેકે યથા અનલ જ્યોતે.**

નવનિધિના અધિપતિ કુબેરે સુવર્ણમય સુંદર ઉત્તમ સિંહાસન એને આપ્યું. રાજાઓનું મુખ્ય ચિહ્નરૂપ શ્વેતછત્ર ચંદ્ર જેવું દેદીપ્યમાન અને જેમાંથી ઝીણા જળકણ સ્વતઃ પડે એવું વરુણે આપ્યું. વાયુ દેવતાએ રાજચિહ્નભૂત બે પંખા આપ્યા. ધર્મે કીર્તિમયી[2] માળા આપી. અને મસ્તકમાં પહેરવાનો મુખ્ય રાજ-ચિહ્નરૂપ ઉત્કૃષ્ટ કિરિટ[3] ઇન્દ્રે આપ્યો. દુષ્ટોને વશ

---

૧ એ નામની રાણી, અગ્નિપક્ષે જ્વાળા. ૨ જે પહેરવાથી સ્વતઃ કીર્તિ થાય. ૩ મુગટ.

કરવામાં ઉપયોગી દંડ યમે આપ્યો. બ્રહ્માએ બ્રહ્મમય એટલે વેદરૂપ અથવા ઈશ્વરાત્મક કવચ આપ્યું. તેની પત્ની સરસ્વતીએ ઉત્તમ હાર આપ્યો. વિષ્ણુએ સુદર્શન ચક્રનું અંશભૂત ચક્ર આપ્યું. લક્ષ્મીએ અખંડ સંપત્તિ આપી. શિવજીએ જેના મ્યાનમાં ૧૦ ચંદ્રબિંબ જેવાં ચિહ્ન હતાં એવો અલૌકિક ખડ્ગ આપ્યો. સો ચંદ્રચિહ્નવાળી ઢાળ પાર્વતીએ આપી. ચંદ્રે અમર ઘોડા આપ્યા. ત્વષ્ટાદેવે[1] અતિસુંદર અને પરમ પ્રકાશવાન્ રથ આપ્યો. અગ્નિએ આજગવ[2] ધનુષ્ આપ્યું. સૂર્યે પોતાના કિરણોમાંથી ઉત્પન્ન કરેલાં અને કિરણ જેવાં તીવ્ર બાણો આપ્યાં. પૃથ્વીએ યોગમયી[3] પાદુકા આપી. આકાશાભિમાની દેવતાએ નિરંતર ન સૂકાય એવી પુષ્પમાળા આપી. નાટ્ય, ગીત અને સર્વ વાદ્યકળાની શક્તિ તથા અંતર્ધાન થવાની શક્તિ ગંધર્વ વગેરે આકાશ ચારીઓએ આપી. અને સત્ય એટલે કોઇ કાળે પણ વિફલ ન થાય એવા આશીર્વાદ ઋષિયોએ આપ્યા. સમુદ્રે પો-

૧ વિશ્વકર્માએ. ૨ અજ અને બેલના સીંગડામાંથી ઉત્પન્ન થએલું. ૩ જેને પહેર્યા પછી જ્યાં જવા ધારીએ ત્યાં જઇ શકાય એવી.

તાથી પેદા થએલો અત્યુત્તમ શંખ[1] આપ્યો. સર્વ સમુદ્ર, મહાનદીઓ, નદીઓ અને પર્વતોએ તેના રથને માર્ગ આપ્યો એટલે એ મહાત્માનો રથ કોઇપણ સમુદ્ર નદી પર્વતોથી અટકે નહિ. આમ સર્વ રીતે વૈભવ મળ્યા પછી મોટા મોટા દેવે અને ઋષિયોએ ભરેલી સભામાં દિવ્ય સિંહાસનપર સૂર્યસમાન પ્રકાશમાન્ તે રાજાની સ્તુતિ કરવા બંદી, માગધ, અને સૂત, દેવઋષિયોની પ્રેરણાથી તૈયાર થયા. તેને સ્તુતિ કરવા તૈયાર થએલા જોઇ પરમ પ્રતાપી પૃથુએ હસીને મેઘનાદ જેવી ગંભીર વાણીથી તેઓને કહ્યું કેઃ—

અહો! સૌમ્ય સ્વભાવવાળા સૂત, માગધ, બંદી!! જગત્માં જેના ગુણ સ્પષ્ટ જણાયા હોય એટલે સર્વ-લોકોના અનુભવમાં આવ્યા હોય, તેનીજ ખરી સ્તુતિ શોભે. મેં તો હજીસુધી કાંઈપણ કામ બજાવ્યૂં નથી; માટે ક્યા ગુણના આધારથી મારી સ્તુતિ કરશો? વાસ્તે જેના ગુણો જગત્માં સર્વજનોને જણાયા હોય તેવાઓનીજ સ્તુતિ કરો. મને વૃથા વખાણતાં તમારી વાણીને મિથ્યાપણાનો દોષ ન લાગો. તેમ છતે

૧ શંખ યુદ્ધમાં વગાડવાને ઉપયોગી હોયછે.

પણ જો તમારો અત્યાગ્રહ હોય તો જ્યારે હૂં કાંઇપણ મારૂં કામ બજાવૂં ત્યારપછી, મારા પરોક્ષમાં જે કંઇ ખરેખરી વાત લોકોને જણાવવી હોય તે જણાવવી. તમારી અતિ સુંદર વાણીથી મારાં કામોને શોભાવજો, તમો કહેશોકે મહાત્મા સભાસદોની અમોને પ્રેરણા છે તેથી સ્તુતિ કરીએ છીએ. તો મારૂં કહેવૂં એ છે કે તમારી અતિ સુંદર વાણીનો ઉપયોગ પરમ કરૂણા-સાગર ઉત્તમ શ્લોક શ્રીહરિના ગુણ વર્ણનમાં કરવો જોઇએ. તેને છોડી મારા જેવા ઉગતા મનુષ્યની સ્તુતિ કરાવવી એ સભાસદોને પણ ઉચિત નથી. કોઇ કહેશેકે જે વાતોનો અમને સંભવ જણાયછે, તે વાતોના આધારથી સ્તુતિ ઉચિત છે, તો મારૂં કહેવૂં એ છે કે, જે કોઈ માણસ અતિ મોટાઓના ગુણો પોતાના શરીરમાં સિદ્ધ કરી લેવા ખરેખરો સમર્થ હોય તેપણ, જ્યાંસૂધી તે ગુણો તેણે સંપાદિત ન કર્યા હોય ત્યાંસુધી તે ગુણોપરથી પોતાની સ્તુતિ કરાવેજ નહિ. ત્યારે મહા મુશ્કિલ મોટાઓના ગુણોનો લેશ મેળવવામાં પણ સંશયવાન્ મનુષ્ય તો કેમજ સ્તુતિ કરાવે? સ્તુતિ કરનારાઓ કેવળ અનુમાન કરી ભાવી ગુણો વખાણે, અથવા જો આણે અભ્યાસ કર્યો હોત તો આ

મોટા વિદ્વાન થાત ઈત્યાદિ અભૂતતદ્ભાવથી વખાણે. આ સ્તુતિથી ખુશી થનારને હું મહા મૂર્ખ માનુંછું. કારણકે હાલ પોતામાં કંઈપણ ન છતે આવી સ્તુતિથી સુજ્ઞ લોકોમાં થતી પોતાની મશ્કરીને મંદમતિ સમજતો નથી. (આવા મૂર્ખોને વૃથા વખાણતાં સુજ્ઞ પુરુષો એક બીજા સામું જોઇ તેને બેવકૂફ બનાવતા હોયછે, પરંતુ તે તો ફૂલણજી ફૂલાઇને ફૂમકૂંજ થતા જાયછે.) જે સર્વ રીતે સમર્થ હોય અને પૃથ્વીમાં પૂરી રીતે પ્રખ્યાતિ પામ્યા હોય, પોતે પરમ ઉદાર હોય અને અકીર્તિથી ડરતા હોય, તેવા ઉત્તમલોકો, પોતાની ખરી પણ સ્તુતિ સાંભળવી એ વાતને ધિક્કારેછે. ત્યારે તે માંહેલું કાંઇ ન છતે સ્તુતિ કેમ સંભળાય? મહાત્માઓ આત્મસ્તુતિને લોકવેદનિંદિત પરાક્રમ[1] જેવી માનેછે. જેના ખરાગુણો પ્રસિદ્ધ પડ્યા હોય તે મહા-

---

૧ જેમ કોઇની શૂરવીરતા વગેરે વખાણતાં આ તો પોતાના બાપને પણ માર્યાવિના રહે નહિ. આ પરાક્રમીએ મોટા મોટા ઋષિયોને પણ મારેલાછે. આ એવો તો દ્રવ્ય એકઠું કરનાર ઉદ્યોગી છે કે, દેવ ગુરુ દ્રવ્ય પણ એણે છોડયું નથી. ઈત્યાદિ કહેવું તે નિંદિત પરાક્રમ.

ત્માઓ પણ પોતાની સ્તુતિ ગવડાવતા નથી. ત્યારે હજી મેં તો કાંઇ ઉત્તમ કામ કીધું નથી. અને મને હજુ કોઈ ઓળખતું પણ નથી. ત્યારે હું વૃથા સ્તુતિ બાલકનીપેઠે કેમ સાંભળું? વૃથા સ્તુતિથી પ્રસન્ન થવું એ બાલકનું કામ છે. હજી પોતાનું ગુહ્ય અંગ પણ ઢાંકી ન જાણતો હોય એવા બાલકનું ઘોડીયું કે પારણું હિંચોળતા સ્ત્રીઓ તેને રાજા, ઈન્દ્ર, ચંદ્ર કહી વૃથા વખાણે તેથી તે ખુશી થાય. જો કોઇ પ્રૌઢ માણસ આવી સ્તુતિથી ખુશી થતો હોય તો તે ગમે તેવડા વયમાં હોય તોપણ તેને બાલકજ ગણવો.

આમ સુધા જેવી સ્વાદીષ્ટ સુંદર શીતળ તેની વાણી સાંભળી અત્યંત સંતોષ પામેલા સૂત વગેરે ફરી પણ મહર્ષિયોની પ્રેરણાથી તેના ખરા ગુણોને લઇ સ્તુતિ કરવા લાગ્યા અને જે જે પરાક્રમો તેના હાથથી બનવાનાં હતાં તે ત્રિકાળદર્શી ઋષિયોથી જાણી ગાયકો ગાવા લાગ્યા. પરંતુ પૃથુએ તે સ્તુતિ તરફ જરાણી લક્ષ આપ્યૂં નહિ. જગતના મૂળકારણ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તરફથી અને સર્વ દેવ મુનિગણ તરફથી રાજ્યાભિષેક વખતેજ આવા અલૌકિક સત્કાર મળતે છતે પણ પૃથુએ તે આત્મસ્તુતિ કબૂલ કરી નહિ. ત્યારે

મિથ્યા સ્તુતિથી માત્ર મનમાં મહાસુખ માનવૂં એ મોટી મૂર્ખતાનૂં ચિહ્‌ન કેમ ન કહેવાય? માટે મતિમાન્ મનુષ્યોએ મિથ્યા સ્તુતિ સાંભળી મનથી મહ્‌તની મોટાઇ માની લેવી નહિ.

ગીતિ.

રીઝે મૂર્ખ સૂણીને,
  મળતાં સહસા નિજવખાણ;
ચોખાને છોડીને,
  કોણ લહે સાર માનિ જવ ખાણ.



મુંબઇ "સુબોધપ્રકાશ" પ્રેસમાં છાપ્યૂં.

આર્યધર્મને અનુસરી લખાતું
માસિક

# પ્રિયંવદા.

તંત્રી. પ્રોફેસર મણીલાલ નભુભાઇ.

લવાજમ રૂ ૧)≈ વાર્ષિક

☞ અર્ધા આનાની ટીકીટ બીડેથી નમૂનાની નકલ મફત મોકલવામાં આવશે.

---

## "પ્રેક્ષક નિત્યનોંધ"

ગુજરાતી વર્ષની કાર્તિકથી આશોસુધીની અને અંગ્રેજી વર્ષની જાનેવારીથી ડીસેંબર સુધીની બેઉ જાતની છે. તેમાં દરરોજનું એક પાનું કોરું ઉપરાંત ઘણી ઉપયોગી બાબતો છે.

કીમત ૬ આના. ટપાલ ૧ આનો.

ઉપલાં પુસ્તકો "પુસ્તક પ્રસારક મંડળી" માં તથા પ. જેઠારામ મુકુંદજીની દુકાને મળશે.

# શ્રી
# પરમપદબોધિની.

( બીજી આવૃત્તિ )

યોગ, સાંખ્ય, ભક્તિ, અને વેદાંતની સમજ આપનાર આ અતિ ઉત્તમ ગ્રંથ છે. તેમાં હઠયોગ અને રાજયોગની જાણવા જેવી તમામ પ્રક્રિયાએ સ્ફુટ કરી સમજાવવામાં આવીછે; સાંખ્ય તથા વેદાંતના ભવ્ય જ્ઞાન અને વિચારનું ઉત્તમ રીતે દર્શન કરાવવામાં આવ્યુંછે, અને ભક્તિઓ વિષે વિવેચન કરી તેનું રહસ્ય બતાવેલછે: તથા પ્રાણ, મન, બુદ્ધિ, વીર્ય, આત્મા વગેરેના સ્વરૂપનું નિરાકરણ કરતાં, તેમનો પરસ્પરનો સંબંધ સમજાવી હરકોઇ અભ્યાસીને પોતાની પ્રકૃતિ–સ્થિતિ–અનુસાર પોતાના આત્માને સન્માર્ગે લઇ જવાનું સેહેલું પડે, એવી બની શકે તેટલી યોજના કરવામાં આવીછે.

આ ગ્રંથ તેના કર્ત્તા પંડિતશ્રી નથુરામજીની ભદ્રામુદ્રા– સુંદર છબી અને ચરિત્રસાથે તૈયાર થયોછે. સુંદર છપાઈ બંધાઇ સાથે કીમત રૂ. ૧ા પોસ્ટેજ ૧ આનો. સર્વે બુકસેલરોને ત્યાંથી મળશે.

કહાનજી ધર્મસિંહ,
ચંપાવાડી નં૦ ૨૯ મુંબઇ.

"બાલસુબોધ" બોધમાળા.

મોતી ૧ લું.

# મુંબઈ શેહેરનો ભૂગોળ.

લખનાર.


મહાસુખરામ હરગોવિંદદાસ.

"સુંદરી ગુણ મંદિર" ના કર્તા.


કીમત ૧ આના. ટપાલ ૦ાા આનો.

## બાલસુબોધ.

પુ૦ ૩ જું.

બાળોપયોગી અનેક નાના મોટાં સરસ અને સરલ વિષયોનું ચિત્ર ચરિત્રવાળું પુસ્તક.

કીમત ૧૨ આના. ટપાલ ૧ આનો.

ઉપલાં પુસ્તકો મુંબઈ કાળકાદેવી "પુસ્તક પ્રસારક મંડળી" માં મળશે.